# ધર્મપ્રકાસ

સર્વ વૈષ્ણવોને વાસ્તે.

અસલ પ્રસિદ્ધ કરનાર પાસેથી હક લઈને
છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર જગજીવન દલપત.



દોહરો.

ધર્મ બતાવ્યો મોક્ષનો, પાળે જે નર નાર;
સમરે સુંદર શામને, સેજે ઉતરે પાર. ૧

આવૃત્તિ ૪ થી.

અમદાવાદ.
યુ. પ્રી. અને જ. એ. કં. લિમિટેડના પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૦. સને ૧૮૮૪.

કિંમત રૂ૦—૬—૦

2495

# ધર્મપ્રકાસ*

સર્વ વૈષ્ણવોને વાસ્તે.

અસલ પ્રસિદ્ધ કરનાર પાસેથી હક લઈને

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર જગજીવન દલપત.



દોહરો.

ધર્મ બતાવ્યો મોક્ષનો, પાળે જે નર નાર;
સમરે સુંદર શામને, સેજે ઉતરે પાર. ૧

આવૃત્તિ ૪ થી.


અમદાવાદ.

યુ. પ્રી. અને જ. એ. કં. લિમિટેડ'ના પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૦. સને ૧૮૮૪.

કિંમત રૂ૦—૬—૦

# પ્રસ્તાવના.

વૈષ્ણવ ધર્મ અનાદિ કાળનો છે. આ પ્રૌઢ સંપ્રદાયને અનુસરીને વરતનારા ઘણા વૈષ્ણવોછે, પણ તેમાં ઘણા ખરા ગતા ગતીથી ધર્મ પાળેછે તેથી ધર્મના મર્મની વાત તો થોડાનેજ માલમ હશે. કેટલાક તો પોતાના બાપદાદા કરતા આવ્યાછે તે પ્રમાણે વરતેછે ખરા પણ તેમનો ભાવ ભગવાન ઉપર ચોટતો નથી. કારણ કે તેઓ ઘણાજ જંજાળી થઈ ગયાછે. ભગવાનનું ભજન તો દીવશમાં બે કલાક પણ કરતા નથી તથા શેવા બાપદાદાના વખતની હોય તેને કરે તે ના કર્યા જેવી. તેથી કરીને ભગવાનનો મહીમા સમજવામાં આવતો નથી. હાલમાં કેટલાક હિંદુઓ તો માત્ર તીલક તથા માળા લોકોને ઠગવાની ધાલેછે. પણ તેઓ એમ નથી સમજતા કે આ તીલક માળાનો શણગાર આપણે શા વાસ્તે ધર્યોછે? ફક્ત ભગવાનના દાસ જણાવવાને તે શણગાર ધરેલોછે. લોકોને દેખાડે છે. કે અમો ભગવાનના દાસ છીએ, પણ પોતે તો બાર દીવશ પણ ભગવાનના મુખારવિંદના દરશન કરતા નહી હોય તો દાસત્વપણું કરવાની તો આશાજ શી!

વળી કેટલાક વૈષ્ણવો તો મંદીરમાં તથા મંડળીયોમાં ફક્ત શીરો પુરી સારૂ પોતાનું નામ ધલાવેછે પણ ભગવાન ઉપર તો તેમની બીલકુલ આસ્તા હોતી નથી. આવી રીતે કળજુગની અંદર ભ્રષ્ટ મનવાળા વૈષ્ણવો ઉત્પન્ન થયા તેથી ધર્મની ઘણીજ પડતી આવી છે. જો કોઈ અન્ય મારગી ધર્મનું નાનું છોકરૂં હોય તેને

પણ પોતાના ધર્મની પુરતી માહેતી હોયછે. પણ આ ધરમની અંદર તો છેક જડામુળ જાય તેવું થઈ ગયુંછે. કેટલાક તો માથા-માં ને માથામાં ધરડા થઈ ગએલા પુરૂષોને પણ પોતાના ધરમનું ગ્નાન હોતુ નથી. તેથી જુવાનીયાઓની તો વાતજ શી! જો આવા કાચા મનવાળાના હાથમાં અસુરે લોકની એક કિતાબ વાંચવામાં આવી હોયતો તેઓ એકદમ પોતાના ધરમ પરથી આસ્તા છોડી દેછે. માટે પર ધરમની કિતાબો વાંચવાની તથા સાંભળવાની શા-સ્ત્રમાં મના કરેલીછે. કારણ કે પ્રથમ પોતાના ધરમમાં તે કાંઈ સમજ પડી નથી, તેથી બીજો માણસ જેવો ઉપદેશ કરે તેવો તે-ના મનમાં ઠશી જાયછે. આ સંસાર શ્વપ્ન તુલ્યછે, મોટા મોટા રા-જાઓ તથા રાક્ષસો આપણી દ્રષ્ટી આગળ મોતના ફાંસામાં આ-વેલા દેખીએ છીએ. જેઓ મરી જાયછે તેની સાથે સ્ત્રી, પુત્ર કે પૈસો ઈત્યાદી કશું આવતું નથી. તેથી જો એક ભગવાનની ભક્તિ કરી હશે તો તે સાથે આવશે વાસ્તે ભગવાનને ભજી લેવા એજ સંસારમાં મુખ્ય કામછે. વાસ્તે હે મારા શ્વધરમી મીત્રો તમને હું નમ્રતા પુર્વક અરજ કરૂંછું કે આખા દીવશમાં બે ધડી પણ ભગ-વાનનું સ્મરણ કરવું.

આ ગ્રંથ બનાવવાની અંદર ગોસ્વામીજી શ્રી યદુનાથજી મ-હારાજના ગુરૂ શીષના સંવાદવાળા ગ્રંથની તથા કૃષ્ણાશ્રય ગ્રંથની મદદ લીધેલી છે તે એવી આશાથી કે સર્વ વૈષ્ણવો તેનો પુરતો ઉપભોગ કરી શકે. આ ગ્રંથ જેઓએ ખરીદ કરેલા હોય તેઓને મારી વિનંતીછે કે આ પુસ્તક લઇ જઇને ધરની અંદર બાંધી ના

મુકવું. એમાંની એક બીટી વાંચી તેનાપર પોતાનું મન ખુબ ઠસાવવું. જેથી કરીને ભગવાન ખુદાવંત ખુશી થશે.

આ વિષયપર મારો પ્રથમ યત્નછે માટે તેમાં ભુલ ચુકતો રહી હશેજ. જો કે મારાથી બનતી મેહેનત લઇ તેમાં સુધારો કરેલોછે, તોપણ કહેવતમાં કહ્યુંછે કે "ભણ્યો ભુલે ને તારો ડુબે" એ કહેવત પ્રમાણે જ્યાં જ્યાં ભુલ થઇ હોય ત્યાં ત્યાં સુજ્ઞ વાંચનારાઓએ તે સુધારીને વાંચવું. પણ તેનું કદી ખંડન કરવું નહી. હરેક ચીજનું ખંડન કરવું તો શેહેલુંજછે જેમ એક મોટી ઇમારત બાંધવી હોય છે તો તેને બાંધતાં ઓછામાં ઓછા છ મહીના તો લાગેછે અને મેહેનત પણ ઘણીજ પડેછે, પણ જો તેને તોડી નાંખવી હશે તો એક બે દીવશમાં શેહેલાઇથી તે તોડાશે. માટે ગ્રંથનું મંડન કરતા તો ઘણી મુદત અને ઘણી મેહેનત લાગે છે પણ ખંડન તો સેહેજ થાય, માટે તે પ્રમાણે કોઇએ ગ્રંથનું ખંડન કર્યાના બદલે હમેશાં ઉત્તેજન આપવું જેથી અમોને દીન પરદીન આવાં નવાં પુસ્તકો કાઢવાની હામ વધે. એજ વિનંતી.

---

# ધર્મપ્રકાસ.

॥ श्री कृष्णाय नमः ॥

**શાસ્ત્ર ઈશ્વર કૃત છે. (૧)**

હે સજ્જનો ઈશ્વર લોકોને અદ્રશ્યછે પણ પ્રથમ પુરૂષને, તેમનાં દરશન થયાંછે. તે પ્રથમ પુરૂષને ઈશ્વરે સૃષ્ટી ચલાવવાની કાયદો, ધર્મ તથા અધર્મ કહેલોછે, તે પ્રમાણે તે પ્રથમ પુરૂષે આ સૃષ્ટીને ગ્નાન વિદ્યા, બાણ વિદ્યા વિગરે સર્વ શિખવ્યું માટે શાસ્ત્ર તે ઈશ્વરની આગ્નાછે ને આદી સૃષ્ટીથી એ વાત ચાલતી આવેલી છે કે ઈશ્વર તો છેજ. એ વાત ઈશ્વરને દીઠા વીના કહી શકાય નહી. ને ઈશ્વરે શાસ્ત્ર કહેલાં છે તે આદીકાળથી લોકો પોત પોતાના શાસ્ત્રને ઈશ્વર કૃત માનતા આવ્યાછે તે વાત ખરીછે. પુત્રીછે તે આપણું નિપજાવેલું ફળછે, તે ફળને આપણે ભોગ કરવામાં કાંઈ દોષ દેખતા નથી. પણ તે પ્રમાણે કોઈ જાતનો માણસ કરતો નથી. પોતાની સ્ત્રી મરી જાય તે દુઃખ વેઠીને પોતાની પુત્રી બીજાને પરણાવે છે. એ રીતે પોતે દુઃખ ભોગવીને બીજાને સુખ કરવું એવા કબજામાં માણસને કોણે રાખ્યો. માણસ તેને અધર્મ જાણે તોજ રહે માટે શાસ્ત્ર એ ઈશ્વરી આગ્ના છે.



## મત ભેદ જુદા ચાલે છે તેનું કારણ. ( ૨ )

ઈશ્વરનું સામર્થ્ય તથા ઈચ્છા તથા ઈશ્વરનું રૂપ એ ત્રણ વાત પ્રથમ પુરૂષે આ સૃષ્ટી પ્રતે કહીછે. પણ જેમ જેમ તેઓની પેઢીઓ ઉતરતી ગઈ તેમ તેઓ પોતાના બાપ દાદાના ચાલથી અજાણ્યા થતા ગયા ને શાસ્ત્રને પોતાના બાપદાદાના કરેલાં માનવા લાગ્યા. વળી તે શાસ્ત્રમાં જે ઠેકાણે તેઓને સમજ ના પડી તે જગાએ આગળનો મત રહેવા દેઈને પોતાની બુદ્ધિ પ્રમાણે મત ચલાઓ તેથી એક શાસ્ત્રના અનેક ભેદ પડેલા છે; માટે લોકો એક બીજાની સાથે લડી મરે છે, પણ સર્વના શાસ્ત્ર એકજછે તેવું એક બીજાના શાસ્ત્ર મેળવવાથી સિદ્ધ થાયછે, સર્વના શાસ્ત્રમાં આટલી વાત કહેલીછે. દુનીયાં પેહેલાં ઈશ્વર એકછે. ૨ તે ઈશ્વરે દુનીયાં કરીછે. ૩ દુનીયાને ચલાવવા સારૂ શાસ્ત્ર કહ્યુંછે. ૪ તે શાસ્ત્ર પ્રમાણે ચાલ્યાથી સૃષ્ટીને પોતાની પ્રાપ્તી થશે. ૫ આ સૃષ્ટી ઈશ્વરને સરખી છે માટે જીવ હિંસા કરવી નહી ને હિંસા કરશે તેને દંડ થશે. ૬ બીજાની સ્ત્રી અથવા ધન જે કોઈ લેશે તેને સજા થશે. ૭ ઈશ્વરને નૈવેદ્ય આપવું. ૮ ઈશ્વરની ભકિત કરવી. ૯ ઈશ્વર બરાબર કોઈ દેવને ન જાણવા. ૧૦ ઈશ્વરને ભજવા સારૂ ગુરૂ પાસે દીક્ષા લેવી. ૧૦ દીક્ષા લીધા પછી સાસ્ત્રના ક્રમ કરવાનો અધીકાર થાયછે. ૧૧ પરોપકાર કરવો. ૧૨ દાન કરવું. ૧૩ નાહી ધોઈ સારાં વસ્ત્ર પેહેરી ઈશ્વરનું ભજન કરવું. ૧૪ નહાવાને પવિત્રતા માનવી. ૧૫ મુવાનું ક્રિયા સરાદ કરવું. ૧૬ શાસ્ત્રના વચનપર વિશ્વાસ રાખવો.

૧૭ ઈશ્વર સર્વનો બાપછે એમ માનવું. ૧૮ ગુરૂને માન આપવું. ૧૯ ઈશ્વરને દંડવત કરવા. ૨૦ તેનું નામ સ્મરણ કરવું. ૨૧ મદીરાપાન ન કરવું. ૨૨ મોહોડામાંથી અપશબ્દ બોલવો નહી. ૨૩ સત્ય ચાલવું. ૨૪ જુઠુ ન બોલવું. ૨૫ ક્ષમા રાખવી. આ રીતે સર્વના શાસ્ત્રમાં કહેલું છે માટે સર્વના શાસ્ત્રનો મત એક છે, પણ અમારૂ ખરૂ ને બીજાનું ખોટુંછે એ બોલવું અજ્ઞાનપણાનું છે, કારણ કે ઈશ્વર કદી એક મુખે બે વાત બોલે નહી.



## જીવ હિંસા ન કરવી તે વિશે. (૩)

સજીવ પદાર્થની હિંસાનો મોટો દોષછે. જુવો કે ચાર દીવશનો રાઈ જેવડો માકણ તે આપણને કરડવા આવેછે ને આપણે પાસુ ફેરવીએ છીએ કે તરત ભય પામીને નાશી જાય છે ને પકડાતો નથી. માટે આપણા જેટલો મરવાનો ભય પ્રાણી માત્રને છે, આપણે જેટલા તેટલા જીવને મારીશું તેટલા જીવ આપણી પાસેથી વેર લેશે. ને તે વેર આપવા સારૂ ફરીથી જન્મ લેવા પડશે. જે માણસ ખુન કરેછે તેને રાજા દેહાંત દંડ કરેછે તે પણ શાસ્ત્ર પ્રમાણેછે માટે રાજાને એ વાતનો દોષ લાગતો નથી. તેમ ઇશ્વર તે પ્રાણીનું વેર આપણી પાસેથી અપાવેછે માટે હિંસા કરનારે ઈશ્વરની પ્રાપ્તી થતી નથી. ઈશ્વર અંશમાં વીસંમ બુદ્ધિ રાખ્યાથી વારંવાર તેનો જન્મ મલેચ્છ જાતમાં થાય છે. મનુષને સારૂ ઈશ્વરે અન્ન, દુધ, ઘી, મેવા એ રીતે શરીરને પોષ્ટીક કરે એવાં પદાર્થ બનાવેલાંછે, તે મુકીને જીવ ભક્ષ કરેછે તે વાત શાસ્ત્રથી ઉલટી

છે. વળી અસુર લોકો કહેછે કે અસલમાં રૂશીયો માંસ ભક્ષણ કરતા માટે માંસને અપવિત્રપણું નથી. પણ માંસને અપવિત્ર સર્વ સ્મૃતીઓમાં કહ્યું છે. કદાપી માંસનો સ્પર્શ બ્રાહ્મણ ક્ષત્રી કરે તો તેને લુગડાં સુદ્ધાં નહાવાનું કહ્યુંછે. એ રીતે રૂશીઓએ કહ્યું છે તો ઉત્તમ જાત થઇને માંસ ભક્ષણ કરે તો તેનો દોષ બહુ છે. જગન-માં પશુને મારતા પેહેલાં તેને વેદ મંત્રથી શુદ્ધ કરી સ્વર્ગમાં જવા લાયક દેહ આપી પછી તેનું બળીદાન અગ્નિદ્વારાએ તે દેવતાઓને આપતા. અને તે પશુ બરાબર સોનાનું દાન કરતા હતા. એટલું પુન્ય કરી એક પશુને મારતા હતા. તેનો હોમ કરી જગન શેશ પ્ર-સાદ જરા લેતા હતા, પણ પેટ ભરીને નહી લેતા તેથી તે પશુની હિંસા તેને લાગતી નહોતી કારણ કે મોટાં પાપ કરવાથી આ જીવને પશુની દેહ આવે છે અને તે પાપવડે નર્કમાં તે જીવનો વાસ થાયછે. તેવા દુઃખમાંથી તે પશુને બચાવીને સ્વર્ગનું સુખ આપતા હતા. વળી કળીયુગમાં બ્રાહ્મણને માંસ ખાવાનો હરામ ચસકો પડશે એવું ધારીને પશુ જગન કરવાની મના કરેલીછે. યગન કરવાનું વેદના કર્મ કાંડમાં કહ્યું છે પણ વેદનો મુળ સિદ્ધાંત તથા ઉત્તમ પક્ષતો એજ છે કે યગનમાં પણ પશુની હિંસા કરવી નહી. અસુર જાતનાં શાસ્ત્રમાં પશુ ભક્ષણ કરવાની મના કરેલીછે તે છતાં તે લોક પોતાના શાસ્ત્રનું ઉલીઘંન કરીને જીભના હરામ ચસકાથી માંસ ભક્ષ કરેછે સર જમશેદજી જીજીભાઈના ભોરંજી-ખી શેઠ સોરાબજીએ ફારશી, અરબી, લેટીન, મુસલમાની, હિંદવી,

અંગ્રેજી, ઈરાની એ રીતે સર્વેના ધર્મશાસ્ત્રની ઓગણપચાસ કિ-તાબોમાં માંસ ભક્ષણ કરવાની મના કરેલીછે ને તે શાસ્ત્રોનાં વચન સહીત લખીને પોતે રાહે પારસાનામે એક કિતાબ લખીને તેમાં બતાવ્યું છે એ રીતે અસુર ધર્મમાં રહ્યા છતાં પોતે હિંદુઓની ચાલને પસંદ કરી છે.



જીવ ઈશ્વર અંસ છે તે વિશે. (૪)

શ્રી ગીતાજીમાં ભગવાને અર્જુન પ્રતે કહ્યું છે ૧૫ મા અ-ધ્યાયનો ૭ મો શ્લોક.

## ममैवांशोजीवलोकेजीवभुतः सनातनः

અર્થ—આ શ્લોક વિશે જીવ છે તે મારોજ અંશ છે વળી ભા-ગવત એકાદશ સ્કંધમાં અગીઆરમા અધ્યાયના ૪ થા શ્લોકમાં ભગવાને ઊધવજી પ્રતે કહ્યું છે તે,

## एकस्यैव ममांशस्य जीव स्यैय महामतेः॥

## बंधोस्या विद्ययानादि विद्ययाच तथेतरः॥

અર્થ—હે ઉદ્ધવ મારો અંશ એવો જે આ એક જીવ તેને બંધ અને મોક્ષ અવિદ્યા વિદ્યાથી થાયછે આ પરથી સિદ્ધ થાયછે કે જીવ એ ભગવાનનો અંશ છેજ. ને પુરૂષોતમ તેના સ્થાન રૂપછે. માટે આ જીવ જો એક પ્રભુનોજ આશ્રય કરે તો તેના સ્થાન રૂપ

જે પુરૂશોતમ છે તેમની પ્રાપ્ની થાય, બીજા સાધનથી તથા અંશાવતારની ભક્તીથી ભગવાનની પ્રાપ્ની થતી નથી. વળી જેમ અગનીના કુંડમાંથી ઝીણા ઝીણા તણખા નીકળેછે તેમ ભગવાનમાંથી જીવ પ્રગટ થયાછે વળી ભાગવત અષ્ટમ સ્કંધમાં કહ્યું છે.

अहंगिरित्रश्चसुरादयोये ॥

दक्षादयोग्नेरिवकेतावास्ते ॥

અર્થ—બ્રહ્માજી કહેછે જે હે પ્રભુ હું તથા મહાદેવ તથા આ સરવે દેવતા તથા દક્ષયાદ લેઇને સરવે રાજા તથા માણસો એ સરવે અમે તમારી અગ્નિના તણખા છીએ એટલે તમામ અંશ છીએ. એ રીતે ગીતા, વેદ, પુરાણાદિક સર્વ શાસ્ત્રમાં જીવ ઈશ્વરનો અંશ કહેલોછે. પણ જીવમાં ઈશ્વરે પોતાના ગુણ મુકેલા નથી.

—⁂—

## મુર્તિપુજન કરવા વિશે. (૫)

પ્રથમ પુરૂષ જે બ્રહ્મા તમણે સર્વ માણસોને એવી આગ્ના કરી હતી કે ભગવાનની મુર્તિ બનાવીને તેની અંદર ભગવાનનું સેવન કરશો તો તમારૂ સેવન ભગવાન માનશે. તે પ્રમાણે હિંદુમાંનો આજ દીન સુધી કરેછે. ને મ્લેચ્છ લોકોએ દોઢ હજાર વરસ થયાં મુર્તિ પુજન કાઢી નાખ્યુંછે, તેનું કારણ એકે તે લોકમાં જીવ ભક્ષ કરવાની રોજ ચાલ પડી તેથી તે પાપી થયા, ને સમજવા લાગ્યા કે જીવમાં ઇશ્વરાંસ નથી. સર્વના શાસ્ત્રમાં કહ્યુ છે કે જીવ ઈશ્વરનો

ઓશ છે પણ તે વાત તે લોકોએ માની નહી ને અજ્ઞાનવડે તથા તેઓના પુજામાં પાખંડ ચાલ્યાં તે વાત કૈખસરૂ જે ઈરાનનો બાદશાહ હતો તેના ઇતિહાસમાં લખ્યું છે કે મૃગ તથા મૃગનાં ઈંડાં પવિત્ર જાણી પુજવા લાગ્યા. આ વાત તેમના પેગંબરના ધ્યાનમાં નહી આવવાથી મુર્ત્તિ પુજન કાઢી નાંખ્યું પણ મુર્ત્તિ પુજન અસલ સ્રષ્ટીથી ચાલ્યું આવેછે, કારણ કે હિંદુ લોકો તે દેશમાં ગયા નથી કે જે મ્લેચ્છ લોકોએ તે લોકના કહ્યાથી મુર્ત્તિ પુજન કરવા માંડ્યું. સ્રષ્ટી પેદા થઇ તેજ વખત ચાર વેદ તથા અરાઢ પુરાણ બ્રહ્માએ રૂષીઓ તથા દેવતાઓને કહ્યાંછે, તેનો સંક્ષેપ કરીને દ્વાપુરમાં વ્યાસે અરાઢ પુરાણ કર્યાંછે તેમાં ઠામ ઠામ મુર્ત્તિ પુજનનો પ્રકાર કરેલો છે. ને બ્રહ્માના પુત્ર નારદજી તથા સનકાદીકે ભગવાનનું પુજન શી રીતે કર્યું તે તંત્ર શાસ્ત્રમાં કહેલું છે. વેદમાં મુર્તિની પ્રતીષ્ટા કરવાનો પ્રકાર લખેલો છે માટે મુર્તિપુજન કરવું. પણ સત્ય યુગમાં આ પ્રકાર નહોતો ચાલ્યો. કારણ કે તે વખતમાં વસ્તી થોડી હતી તથા લોકોને ઘર નહોતાં. તેથી તેઓ ઝાડોની છાયામાં તથા ઝુંપડામાં તથા નદીના કાંઠા ઉપર તથા જંગલમાં પડ્યા રેહેતા વસ્ત્રને ઠેકાણે ઝાડની છાલ કે પાંદડાં પેહેરતાં તથા વનફળ ખાતા તેથી તપ, ધ્યાન તથા માનસી પુજન કરતા હતા. ત્યાર પછી ત્રેતાયુગમાં વસ્તી વધી, ઘર બંધાયાં, રાજા સ્થાપન કર્યા કુટુંબ પરિવાર વધ્યો, રાજાને કર આપવાનો ઠરાવ્યો તેથી લોકોને લુગડાં ધનની જરૂર પડી, તેથી તેઓએ યત્ન કરીને ધન પુત્ર વીગેરે મેળવવા લાગ્યા.

ત્યાર પછી દ્વાપુરમાં લોકોએ હરીનું પુજન કરવા માંડ્યું, એ રીતથી આજ સુધી મુર્ત્તિ પુજનનો ચાલ ચાલ્યો આવ્યો છે.

મ્લેચ્છ લોક એવું કહેછે કે મૂર્ત્તિ એ તો જડ પદાર્થ છે તેથી તેને પુજે શું થાય, પણ જડ પદાર્થ તે ઇશ્વરનું અંગરૂપ છે. કારણ કે શ્રષ્ટી પહેલાં ઇશ્વર એક છે, તે ઇશ્વરના અંગમાંથી શ્રષ્ટી પેદા થઈ છે. કેટલાક લોક કહેછે કે વેદમાં મુર્ત્તિ પુજન નથી પણ શ્રાધ કરવું એ વેદમાં કહ્યું છે. એ કર્મ મારગ છે, ત્યારે ચોખાના પિંડ મુકીને તેમાં ચૈતન્ય રૂપ પિત્રુને બોલાવે છે તથા તેનું પુજન તથા નૈવેદ કરાવે છે. તેથી જો જડ પદાર્થમાં ઇશ્વર અંશ ન હોય તો ચોખામાં પિતૃ દેવતા આવે નહી. વળી યજ્ઞમાં સર્વ દેવતાનું સ્થાપન કરેછે ત્યારે તેના નામનો પાણીનો કુંભ મુકીને નાળીએર સોપારી મુકેછે, તેમાં દેવતાની કલ્પના કરેછે ને તેને તે દેવતા જાણી પુજે છે એ રીતે યજ્ઞમાં જડ પદાર્થમાં હરીનો ભાવ રાખે છે. માટે મુર્ત્તી પુજન કરવાથી ઈશ્વર આપણી ભક્તિ માની લે છે, કારણ કે તે સર્વ જગાએ વ્યાપીક છે તેથી જે વખત આપણે ભક્તિ કરીએ છીએ તે વખત ઈશ્વર મુર્તિની અંદર પધારે છે. કેટલાક લોક કહે છે કે ઈશ્વર તો ચૈતન્ય છે તેથી જે જડરૂપ મુર્તિમાં ઈશ્વર પધારે ત્યારે તે પણ ચૈતન્ય થવી જોઇએ પણ સર્વના શાસ્ત્રમાં કહ્યું છે કે ભક્તનાં ભાવવડે ઈશ્વર પધારેછે. ને હિંદુ શાસ્ત્રમાં ભગવાને કહ્યુંછે કે હું ભાવ વડે પધારૂછું. અસુર લોક હાથમાં પુસ્તક લેઇને સપત લેછે તેને એમ માનેછે કે ઈશ્વરને વચમાં સાક્ષી રાખીયે

છીયે, હવે પુસ્તક જડ પદાર્થ છે તેમાં ઈશ્વર શી રીતે આવી સાક્ષી થયા. મુસલમાન લોકો તાબુત કરેછે, તેમાં પેગમ્બરની ઘોર કાગળની કરેછે ને તેને ફુલ ફળ નૈવેદ્ય ચઢાવે છે. પારશી લોક અગની દ્વારા ઈશ્વરનું પુજન કરેછે. એ રીતે સર્વ લોક જડ પદાર્થમાં ઈશ્વરને માનેછેજ, વળી મુસલમાન લોકો કહેછે કે અમો કબરની પુજા કરીએ છીએ તે ઈશ્વરને ફીરસ્તા દ્વારાએ પહોંચેછે, પણ સાક્ષાત ઈશ્વર લેતા નથી. એ વાત ખરી છે કે જેવો ભાવ એવું ઈશ્વરનું પધારવું. પણ એ વાત તેઓ પોતાના શાસ્ત્રથી વિરૂદ્ધ માનેછે કારણ કે સર્વ વ્યાપી ઈશ્વરછે તેમનો ભકત જે પુજન તથા નમન કરશે તે શું ઈશ્વર ફીરસ્તા દ્વારાના કહ્યા વગર જાણતા નથી? જેમ ગુમાસ્તો શેઠને કંઈ વાત આવીને કહે ત્યારે તે જાણે કે આમની વાત આમ થઈ તેમ શું ઈશ્વર આપણા પેઠે અજ્ઞાન છે કે જ્યારે ફીરસ્તા કહેશે કે પેલા માણસે તમારૂ ભજન કરેચુ ત્યારે ઈશ્વર જાણશે? ઈશ્વરને સર્વના શાસ્ત્રમાં સર્વજ્ઞ કહ્યાછે, તેમ છતાં ઈશ્વરને અજ્ઞાન માનેછે એ વાત તેમનાજ શાસ્ત્રથી ઉલટીછેજ. વળી પારશી લોકો અગનીની પુજા કરેછે તથા તે મુર્તિને નિંદેછે તે પણ તેમના શાસ્ત્રથી ઉલટુંછે. કારણ કે પૃથ્વી, અપ, તેજ, વાયું ને આકાશ એ પાંચ તત્વ જાગતી જોતછે તેમાંથી એકેમાં ઓછા વધતી સામર્થ નથી જોકે વાયુથી અગની સળગેછે બંધ વાયુમાં અગની ઓલવાઈ જાયછે, તેમ જળથી અગની ઓલવાઈ જાયછે; પૃથ્વી છે ત્યારે અગની, જળ રેહી શકે છે, તથા ફળ, અન્ન જેનાથી

જીવ જીવેછે તે પણ પૃથ્વી પેદા કરેછે. આ ઉપરથી વીચાર કરતાં એકે તત્વમાં સામર્થ્ય ઓછું નથી તે છતાં તે લોક મુર્ત્તિનું તત્વ જે ભગવાનની મુર્ત્તિ તેને નિંદીને અગ્નીને મુખ્ય માને છે તે શાસ્ત્રથી ઉલટુંછે કેટલાક લોક એમ કહેછે કે પૃથ્વી તત્વ ઉપર અપવિત્ર વસ્તુઓનો સ્પર્શ થાય છે માટે તે અપવિત્રછે તેથી તે અપવિત્ર મુર્ત્તિમાં ઈશ્વર પધારતા નથી. પણ તે અપવિત્રના પવીત્ર થઈ શકેછે; જેમકે આપણી દેહમાં અપવીત્ર વસ્તુ ભરેલીછે તેથી શું પરમેશ્વર તેમાં નથી વળી આપણા બાહારના ભાગને કદી અપવિત્ર વસ્તુનો સ્પર્શ થાયછે તે ધોઈ નાંખવાથી આપણું અંગ અપવિત્રનું અપવિત્ર રહેછે? એવું કેહેવું અસભ્ય છે જે અપવિત્ર અંગ પૃથ્વી ઉપરનો છે તેને ધોવાથી તથા વેદ મંત્રથી પવિત્ર થાયછે ને ભગવાનના મુખના વચનથી પવિત્ર થઇને ઈશ્વર તેમાં પધારે છે. વળી કેટલાક કહેછે કે વેદ મંત્રથી પવિત્ર શી રીતે થાયછે તે ચૈતન્ય કેમ દેખતા નથી? પણ ભાઈયો સર્વના શાસ્ત્રમાં ભગવાનના વચનવડે પવિત્રતા માનેલી છે. જેમકે ઇંગ્રેજ લોક જેને ખ્રીસ્તીયન કરેછે તેને ધર્મ પુસ્તક (બાઈબલ) ના વચન ભણીને તેના માથાપર દેવળની કુંડીમાંનું પાણી છાટેછે તેને બાપટીજમ કહેછે, તેનું પાપ સર્વ ગયું તેવું તે માનેછે. તેવું તે પોતાના શાસ્ત્રના વચન પરથી કરેછે, ને તે માણસ પવિત્ર થયો તેમ તે સમજેછે. હવે પવિત્ર થયો તેની નિશાની તો દેખાતી નથી વળી મુસલમાન કલ્મા ભણીને સુન્નતા કરેછે, ત્યારે તેને ધર્મમાં આવ્યો માનેછે, વળી

પારશી કસ્તી તથા બ્રાહ્મણ જનોઈ પેહેરે છે. એમ સર્વે પોતાના શાસ્ત્રના વચન વડે દિક્ષા લીધાથી પવિત્ર થાયછે તેમ હિંદુઓના શાસ્ત્ર વચન વડે મુર્તિમાં પવિત્રતા થાય છે, ને ઈશ્વર પછીથી તેમાં પધારે છે, પણ તે અદ્રશ્યછે તેથી આપણે તેમને દેખી શકતા નથી. પણ જ્યારે આપણી ભક્તિ શુદ્ધ થશે ત્યારે દેખીશું, જેમકે પ્રલાદ, દેવંતીવદેવે અને માંધાતા રાજા વિગરે ભકતોએ ઈશ્વરને દીઠાછે માટે મુર્તિ એ ઈશ્વર અંગછે વળી ભાગવત અગીઆરમા સ્કંધમાં ભગવાને કહ્યું છે.

## चलाचलेतिद्विविधा ॥ प्रतिष्टाजीवमंदिरं ॥

ચલ એટલે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાય અને અચલ એટલે મોટી મુર્તિ જે એક ઠેકાણે રહી શકે છે, જે ઉચકી શકાય નહી. એ બે પ્રકારની મુર્તિ ચૈતન્ય રૂપ ઈશ્વરને રેહેવાનું મંદિરછે. જેમ જડરૂપ દેહ ચતન્ય રૂપ જીવને રેહેવાનું ઘરછે તેમ જાણવું માટે ભગવાનની મુર્તિ તે ભગવાનનું અંગછે એવું સર્વના શાસ્ત્રથી સિદ્ધ થાયછે. વળી ભાગવતમાં જડ ભરતના કથામાં કહ્યું છે કે જે દેવીના સનીધાનાં જડ ભરતજીને ચોર મારવા લાગ્યા તે સમે દેવીના મુર્તિ ફાટીને તેમાંથી સરૂપવાન દેવી નિકળીને ચોરનાં માથાં કાપી નાંખ્યા જો એ દેવીની મુર્તિમાં ચૈતન્ય રૂપ દેવી ન હતી તો ચારના માથાં શી રીતે કાપ્યાં માટે મુર્તિમા ઈશ્વર હમેશ રહે છે.

કેટલાકનો એવો મતછે કે શું માનસીક પુજન કરીશું તો ઈશ્વર

નહી માની લે?પણ ઈશ્વર માનસીક પુજન માની લેછેજ પણ સર્વાંગ ધ્યાન કરવું તથા સર્વાંગને પુષ્પથી પુજન કરવું તથા નૈવેદ ધરાવવું એ પ્રત્યક્ષ સ્વરૂપવિના કઠણછે. સ્વરૂપ કલ્પના વિના ધ્યાન ધરવું પણ કઠણછે. પુષ્પાદીક કરીને પુજન કરશે તે પૃથ્વીપર પડશે તથા સમક્ષ સ્વરૂપવિના કોને નૈવેદ ધરાવવું માટે એવી ઘણી હરકત પડેછે પણ માનસીક પુજા તથા મુર્તિ પુજા બંને ઈશ્વર માની લે છે. પણ કોઇને જોયા વિના તેનું ચિત્ર ઉતરી શકે નહી માટે ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન કરવા સારૂ તેનું સ્વરૂપ જોવાની જરૂરછે. આ પરથી કેટલાક લોક કેહેશે કે ઈશ્વર નિરાકાર છે તેના સાકાર આ ઠેકાણે તો માન્યા તેનું શું કારણ હશે માટે તે નિચે લખીએ છીએ.

---

## નિરાકાર તથા સાકાર ઈશ્વર છે તે વિશે. ( ૬ )

શાસ્ત્રમાં ઈશ્વરને નિરાકાર કહ્યાછે એટલે લૌકીક આકાર રહીત અને અલૌકીક આકાર સહીત માનેલા છે, કેવળ નિરાકાર નથી શાસ્ત્રમાં કહેલુંછે કે ઈશ્વર ન્યાય કરતી વખતે ખુરશીમાં બેસે છે, જેણે પાપ કરયુ હોયછે તેને બાળી નાંખે છે. ને પુન્ય કરયું હોયછે તેને પોતાના ઘરબારમાં રાખેછે જો ઈશ્વર નિરાકાર હોય તો બોલે, બેસે, જુવે નહી. પણ પોતાના પ્રકાશ વડે તેણે પોતાના સ્વરૂપને ઢાંકી દીધુંછે તેથી તે દેખાતા નથી. અસુરી બેતાબોમાં લખ્યુંછે કે ઈશ્વરે પોતાનો આકાર પુરૂષને આપેલોછે માટે તે પુરૂ-

ષાકારછે પણ તેને પુરૂષના જેવી ઇંદ્રિઓ નથી. તે પોતાના હાથથી સાંભળેછે, જુવેછે ચાલેછે, વિગરે કામ કરી શકેછે માટે અલૌકીક આકારવાન કહેવાયછે વળી કોઈ કહેશે કે મુર્તિમાં ઈશ્વર ચૈતન્ય રૂપે જીવની પેઠે આવેછે ત્યારે અગ્ની તેને કેમ બાળેછે? તેનો જવાબ એટલોજ કે પરમેશ્વરે અગ્નીમાં દાહક ધર્મ મુકેલો છે, તેથી જો તે પોતાનો ધર્મ ના બજાવે તો લોક રસોઈ શાનાથી કરે. તેમ જળમાં વાહક ધર્મ છે. પાષાણમાં ભંજક ધર્મ તે પણ ઈશ્વરનો મુકેલોછે. અગ્નીમાં તથા જળમાં પણ ઈશ્વરછે.જળ અગ્નીનો નાશ કરતું નથી તથા અગ્ની જળનો નાશ કરતી નથી. પણ લોક દ્રષ્ટીથી નાશ થતો દેખાયછે. માટે ઈશ્વરનો નાશ કોઇથી થતો નથી. વળી તેના ચૈતન્યનો સ્પર્શ ભક્તને થાય છે, અભક્તને થતો નથી. જો અભક્ત મુર્તિનો સ્પર્શ કરવા આવેછે કે પરમેશ્વર બહાર નિકળી જાયછે, ને જે ઈશ્વરી મુર્તિનો ખંડન કરવા ચાહેછે તેનો ઈશ્વર નાશ કરેછે. ઘણા અસુર લોકો કહેછે કે ખરા ઈશ્વરને મુકીને પથરને કેમ નમોછો? પણ તે લોકોને પોતાના શાસ્ત્રનું જ્ઞાન નથી. જો કે તેઓમાંના ઘણા ખરા નીચા વળીને પૃથ્વીપર ઈશ્વરને માથુ નમાવેછે તે શું પૃથ્વીને નમાવેછે એ બોલવું અજ્ઞાનનુંછે. વળી મુસલમાન નીમાજ ભણેછે તે શું દીશાને નમન કરતા નથી પણ ઈશ્વરનેજ તેમ હિંદુ લોક જે મુર્તિને નમેછે તે કંઈ પથરને નમતા નથી પણ તે એમ કહેછે કે ઈશ્વર આવીને અમારી પુજા અંગી-

કાર કરો, એમ માનીને ઈશ્વરની પુજા કરેછે. તેથી કાંઈ તેનાપર ઈશ્વર અપ્રસન્ન થતા નથી. જેમકે કોઈ એક રાજાની છબી પાડીને ચઉટામાં લટકાવે તો રાજા તેનો દંડ કરશે ને જો તે છબીને પોતાના ઘરમાં રાખી સલામ કરશે તો રાજા તેનાપર ખુશી થશે. તેમ હિંદુઓ પરમેશ્વરના મુરતિ કરીને તેને નમેછે તેથી ઈશ્વર તેમનાપર ખુશી રેહેશેજ.



## સર્વથા પેહેલાં હિંદુશાસ્ત્ર છે. (૭)

હિંદુશાસ્ત્ર સૌથી પહેલુંછે એ વાત સર્વના શાસ્ત્ર ચલાવનાર જે થયા તેમના શકના વર્ષો તે ધર્મવાળા ગણેછે તેપરથી માલમ પડેછે. ઈબ્રાહીમને જન્મે ૩૮૭૩ વરસ થયાં, તેના બે પુત્ર એકનું નામ ઈસાક ને બીજાનું નામ ઈસ્માલછે તે ઈસાકે યાહુદીનો ધર્મ ચલાવ્યો ને ઈસ્માયલથી આરબ થયા. મુસલમાનના મુસા પેગંબરને થયે ૩૩૨૮ વરસ થયાં ને ત્યાર પછી મહમદને થયે ૧૨૭૩ વરસ થયા. ઇસુખ્રીસ્તને થયે ૧૮૭૫ વરસ થયાં ચીનમાં કે કન્યુંસીઅસ તેઓના ધર્મ ચલાવનારને ૨૩૯૩ વરસ થયાં. એ રીતે લોકોના શકની ગણતી તેઓની કીતાબોમાં લખેલીછે. હવે હિંદુશાસ્ત્ર તો એથી ઘણું પ્રાચીનછે પણ દીલ્હીમાં યુધીષ્ટર પાંડવ રાજ કરનાર હતા ત્યાર પછીના રાજાઓની વંશાવળી સરકારી ગેઝેટમાંથી માલમ પડે છે કે યુધીષ્ટરે ૩૩ વરસ રાજ કરેચું. ત્યાર પછી તેના પુત્ર પરીક્ષતે ૬૦ વ-

રસ રાજ કર્યું. તે પરીક્ષતને સુકદેવ રુષીએ ભાગવત કહ્યું છે તે ભાગવતમાં વેદ તથા પુરાણનાં નામછે તે પરથી સાબીત થાયછે કે વેદ તથા પુરાણ એ કરતાં અગાઉનાંછે હવે યુધીષ્ટરનો શક આ દેશમાં ૩૦૪૪ વરસ ચાલ્યો. ત્યાર પછી વિક્રમ રાજાનો ૧૩૫ વરસ રહ્યો. પછી શાલીવાહનનો ચાલ્યો તે આજ સુધી એટલે ૧૭૯૭ એ રીતે યુધીષ્ટરથી ગણતાં આજ દીન સુધી પાંડવોના રાજને ૪૯૭૫ વરસ થયાં. તે દહાડે સૌ શાસ્ત્ર વિદ્યમાન હતા તે પરથી સાફ જણાય છે કે હિંદુનુ શાસ્ત્ર સૌથી પેહેલું છે. ઇંગ્રેજ લોક સ્રષ્ટીને ઉત્પન્ન થયે ૫૮૭૩ વરસ ગણેછે તે પણ આપણા શાસ્ત્રના આધારથી ગણેછે વળી ગણીત પણ અસલનું છે. કારણ કે ગણીત વગરે જોતીષ ચાલે નહી. ને તે જોતીષ શાસ્ત્ર પણ પહેલાનુંછે એવું વરશો વરસનાં ટીપણાં જોયાથી માલમ પડે છે. વળી ગણીત પણ તે લોકોએ આપણામાંથી લીધેલું છે. અલેકઝાન્ડર ગ્રીકનો રાજા લાહોરને રસ્તે દીલ્લી આવ્યો હતો તે હિંદુસ્થાનમાંથી લેઈ ગયો. ૨૧૭૭ વરસ ઉપર ત્યાર પછી ફીરંગી લોક ઈ૦ સ૦ ૧૪૯૭ માં લેઈ ગયા. સને ૧૬૦૦ સુધી યુરોપીયન લોક જંગલી જેવા હતા. ત્યાર પછી તેઓ ગણીત શીખ્યા, ને એની વિદ્યા હિંદુસ્થાનમાં ચલાવે ૪૬ વરસ થયાં, ને હિંદુની ગણીતને તો ઘણા વર્ષ થયાંછે. માટે એ ગણીત તેઓએ હિંદુશાસ્ત્રમાંથી લીધુંછે એવું સાફ જણાયછે, વળી ઇંગ્રેજી ફીલસુફોએ કીતાબોમાં લખ્યું છે કે સર્વ ભાષાઓમાં સંસ્કૃત મજેલછે તેપરથી સંસ્કૃત ભાષા અસલછે એવું સાબીત થાયછે. વળી

હિંદુશાસ્ત્રમાં જેટલા અક્ષર છે તેટલા એકે ભાષામાં નથી માટે અક્ષર પણ આપણા શાસ્ત્રમાંથી લાવેલાછે. તે પરથી હિંદુશાસ્ત્ર અસલ છે



## હિંદુશાસ્ત્રમાં મત ભેદ પડવાનું કારણ. (૮)

ભાઇઓ શાસ્ત્રમાં તો એકજ મતછે કે ઇશ્વરનું ભજન કરવું, જેથી ઇશ્વરની પ્રાપ્તી જીવને થશે. પણ વેદમાં ઇશ્વર પ્રાપ્તી સારૂ કર્મ ધ્યાન ને ભક્તિ કહીછે તેમાંથી લોકે એકેક માર્ગ પકડીને તે પ્રમાણે ચાલવા માંડ્યું તે પોતાનો મત ખરો કરવા લાગ્યા. જેમ અંધહસ્તી ન્યાય વ્રત શાસ્ત્રમાં કહેલુંછે કે આંધળાઓએ એક હાથી દીઠો તેના જે જે અંગપર જેણે હાથ ફેરવ્યો તે તેવો કહેવા લાગ્યા. પુંછડે હાથ ફેરવ્યો તેણે હાથી દોરડા સરખોછે તેવું કહેવા લાગ્યા, પગે હાથ ફેરવ્યો તે થાંભલા સરખોછે તેમ કહેવા લાગ્યા. પેટે હાથ ફેરવ્યો તે હાથી પર્વત જેવો કહેવા લાગ્યા. પછી લડી મરતા હતા તેવામાં એક દેવતાએ કહ્યું કે એ સર્વ અંગ મળીને હાથી એકછે ત્યારે તેઓ ધીમા પડ્યા તેમજ એક અંગ શાસ્ત્રનું લેઇને જે મત કરેછે તે ઉપરના હસ્તી ન્યાયવ્રત પ્રમાણે પ્રવર્તે છે.



## અન્યદેવની ઉપાસના ચાલી તેનું કારણ, (૯)

કર્મ માર્ગ જે અસ્ત માર્ગ નીષ્કામથી કરે તેને ઇશ્વરની પ્રાપ્તી

થાય પણ સકામથી કરે તો લૌકીક કામના પુર્ણ થાય પણ લોકોએ તો સકામ યજ્ઞ કરવા માંડ્યા તેમાં એક વાર તેમનું કામ સિદ્ધ થયું કે ફરીને તેને તેજ દેવની ઉપાસના કરવા મંડ્યા કોઇએ હનુમાનની માનતા રાખીને જો કામ સિદ્ધ થયું તો હનુમાનને ખરા દેવ કરી માનેછે પણ તેમના સ્વામી શ્રી રામચંદ્રજીને ભજતા નથી. તેમ કેટલાએકો દેવીને માનેછે પણ દેવીના સ્વામી ભગવાનને ભજતા નથી એ દેવતાઓમાં ભગવાનનું મુકેલુ સામર્થછે એવું સર્વ લોક જાણતા છતાં ભગવાનને ભજતા નથી ભગવાને ગીતામાં કહ્યું છેકે જે મને ભજશે તે મને પામશે, તથા દેવતાઓને ભજશે તે દેવતાઓને પામશે એ રીતે બધા વેદપુરાણોમાં પણ કહેલું છે લૌકીક કામથી લોભાયેલા જીવ દેવતાઓને પરમેશ્વર કરી માને છે ગ્યાનકાંડમાં એવું કહેલું છે કે ઐશ્વર્યાદીક છ ગુણ પોતે ખેંચી લઇને પોતામાં રાખેલાછે જગતનું કાર્ય માત્ર મેળવી શકે એટલું સામર્થ શ્રષ્ટીમાં તથા દેવતાઓમાં મુકેલું છે માટે ભગવાનનો મોક્ષ આપવાને કોઇ દેવતા સામર્થ નથી માટે દેવતાઓને અંગ રૂપ કહેલા છે શ્રષ્ટી સૌ પોતાના અંગમાંથી કરેલી છે; માટે દેવતાઓને પુર્ણરૂપ કરીને માનેછે તે વાત ગ્યાનકાંડથી વિરૂદ્ધ છે.



## જ્ઞાનકાંડનું સિદ્ધાંત. (૧૦)

જ્ઞાનને શ્રષ્ટીને તથા દેવતાઓને અંગરૂપ જાણવા જ્ઞાન મારગમાંથી વૈરાગ મારગ નિકળ્યો તથા તેમાંથી સાંખ્ય મારગ પણ નિકળેલોછે તેમાંથી સેશ્વર સાંખ્ય ને નેરીશ્વર સાંખ્ય એ બે મારગ

નિકળેલા છે આ પ્રમાણે પાંચ માર્ગ જ્ઞાનકાંડમાંથી નિકળેલા છે કર્મ માર્ગમાંથી અન્ય દેવતાની ઉપાસનાનો મારગ નિકળેલો છે યોગ મારગ બ્રહ્માના પુત્ર સનકાદીકે ચલાવેલો છે એ યોગ મારગમાંથી તપ મારગ નીકળ્યો છે. ભકતી મારગ એ બધા મારગમાં વ્યાપક છે કેમકે જે અન્ય દેવની ઉપાસના, જ્ઞાન વરાગ યજ્ઞ યોગ્ય કરે તે સરવેમાં ભકતીની જરૂરછે ભકતી વિના એકે મારગનુ ફળ નથી.



## ભકિત મારગના ભેદ. ( ૧૧ )

ભકતી મારગના બે ભેદ છે એક અંશાવતાર ઉપાસના મારગમાં વિશ્નુ, નૃસિંહજી, રામચંદ્રજી, તથા નારાયણ એઓને પુર્ણ કરી ભજે છે ને બીજો પુરણ બ્રહ્મની ઉપાસનાનો છે તે પુરણ બ્રહ્મનેજ ભજે છે બીજા કોઇ દેવતા તથા અવતારોને ભજતા નથી પણ અંગરૂપ જાણે છે.



## પરમાત્માના ત્રણ નામનું વ્યાખ્યાન. (૧૨ )

૧ પરમાત્મા=પર+આત્મા. પર=જુદાને આત્મા=સર્વ જીવ સર્વથી જુદાછે. ૨ ભગવાન એક નામ છ ગુણ જે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ એ છ જેમાં અખંડ રહેલાં છે. બ્રહ્મ એ નામ અઠાવીસ તત્વ રૂપે કરીને કોટી બ્રહ્માંડમાં વ્યાપક થઈ રહ્યાછે તેથી તે નામ પડ્યું.



## શ્રી કૃષ્ણ પુર્ણ પુરષોતમ છે. (૧૩)

દેવતાઓને એ ખટ વીધ ઐસ્વર્યમાંથી થોડુંજ ઐસ્વર્ય ઇશ્વરે આપેલું છે, ચોવીસ અવતારમાં એ કૃષ્ણને કહેલા છે. ને પ્રશીધ પુરશોતમ ગીતામાં શ્રી કૃષ્ણનેજ કહેલા છે. ને વેદમાં પરબ્રહ્મ કૃષ્ણને કહેલાછે. બીજા કોઈ ચોવીસ અવતારને પરબ્રહ્મ કહેલા નથી. માટે પર બ્રહ્મ તે હિંદુશાસ્ત્રમાં એક શ્રી કૃષ્ણજ છે બીજો કોઈ નથી વળી વેદમાં દેવતાઓને પરબ્રહ્મ કહેલાછે, તે પરબ્રહ્મના અંગ ઉપર નજર રાખીને કહેલાછે જેમ હાથનું વર્ણન કહેવા બેસીએતો હાથ છોડાવી શકેછે, બંધન કરી શકેછે. વિગરે સર્વ કામ જેમ હાથથી થઈ શકેછે, તેમ આંખવડે પણ થઈ શકેછેજ પણ સર્વ પુરૂષના સંબંધ વડે હાથ આંખ કામ કરી શકેછે. પુરૂષ વિનાની જુદી પડેલી આંખ તથા જુદો પડતો હાથ કશુ કરી શકવાનો નથી. એ વેદની શ્રુતીયો ફક્ત એકલા પરીબ્રહ્મનુંજ વર્ણન કરેછે. માટે દેવને પરમેશ્વર ન સમજવા, પણ અંગરૂપ જાણીને આપણા પુર્ણ બ્રહ્મ જે કૃષ્ણ તેમનું સ્મરણ કરવું.

વેદ ઉપનિષદ વિશે કહ્યું છે તે શ્રુતી.

कृष्णोवैपरमंदगोविंदान्मुत्युर्बिभेति ॥
श्रीगोपीजनवल्लभोभुवनानिदध्नः ॥

અર્થ—શ્રી કૃષ્ન પરમ દેવછે, ગોવીંદછે, જેનાથી કાળ ભય પામેછે શ્રી ગોપીજન વલ્લભછે. જેણે આ ચૌદ ભુવન (બ્રહ્માંડ) ધારણ કર્યાં છે. વળી ગીતાજીમાં ભગવાને અરજુન પ્રતે કહ્યું છે તે ૧૫ માં અધ્યાયનો ૧૮ મો.

## श्लोक.

यस्मान क्षर मतितोहमक्षरादपिचोत्तमः ॥
अतोस्मिलोकेवेदेच पृथित:पुरूषोतमः ॥

અર્થ—હે અરજુન ક્ષર કહેતાં નાશવાન તે થકી પર અને અક્ષર બ્રહ્મથી ઉત્તમ જેને શાસ્ત્ર વેદ વાણી પ્રસિદ્ધ પુરષોતમ કેહે છે તે હું છું.

વળી ભાગવતમાં અવતાર કથામાં કહ્યું છે તે પ્રથમ સ્કંધના ત્રીજા અધ્યાયનો ૨૮ મો.

## श्लोक.

एतेचांशकळा:पुंस:कृष्णस्तुभगवान्स्वयं ॥

અર્થ—શ્રી સુકદેવજી કહેછે કે હે રાજા પરિક્ષત આજે રામાદિક ચોવીસ અવતાર વર્ણન કરયા તેમાં કોઈ અંશ અને કોઈ કળા અવતારેછે અને શ્રી કૃશ્ન સ્વયં (પોતે) પુર્ણ ભગવાનછે. ગોપાળ તાપની ઉપનીષધમાં કૃષ્ણ શબ્દનો અર્થ કરયોછે. કૃષનો અર્થ સત ને ણનો અર્થ આનંદ એ બે પદ મળવાથી સત આનંદ સીધ થાય છે વળી ગઉતમ તંત્રના અઢારમાં અરણવમાં ક્રસ્ણ શબ્દનો અર્થ વેદ વચન પ્રમાણે કરયોછે. કૃષ શબ્દ સતનો વાચકછે. ણ શબ્દ આનંદનો વાચક છે. એવા જે સદા આનંદ સ્વરૂપ તેજ શ્રી કૃષ્ણ છે.

## પુનરવીવાહ વિશે. (૧૪)

બોધાયન રૂષીએ કહ્યું છે કે નાતરાની વાત જે પુરાણમાં કહીછે તે આ કલ્પની નથી, કલ્પ એટલે બ્રહ્માજીનો એક દીવશ તેમાં એજાર ચતુર જુગી જાયછે. એ ચતુરજુગીમાં ચાર જુગ થાયછે. સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપુર અને કલજુગ એ રીતે ચાર જુગની એક ચતુરજુગી થાયછે. એવી હજાર ચતુરજુગી થાય ત્યારે બ્રહ્માની રાત્રી પડે તેજ સમે આ સ્રષ્ટીનો પ્રલય થાય તેજ પ્રમાણે એક હજાર ચતુર જુગી રાત્રીમાં જાય ત્યારે વાહાણું વાય, તે સમે પાછી સ્રષ્ટીના ઉત્પતી થાયછે. એ રીતે ગીતાજીમાં ભગવાને કહ્યું છે માટે નાતરાની કથા એ બીજા કલ્પની એટલે બીજી સ્રષ્ટીની છે. એ પ્રમાણે બોધાયન રૂષીએ કહ્યું છે.



## નાતરૂ કરવું તે શાસ્ત્રના કેટલા પ્રકરણથી વિરૂધ છે તે. (૧૫)

૧ એક તો દાન મારગની રીતથી વિરૂદ્ધ છે કેમ જે કન્યાનું દાન અપાય છે તે આપેલું દાન બીજો કોઈ પુરૂશ આપે તો તે નર્કમાં જાય છે. દાન આપ્યા પછી તે દાન ઉપર કંન્યાના મા બાપની સત્તા રેહેતી નથી પણ તે કન્યાના ધણીની સત્તા મૂવા પછી પણ રેહેછે. એવું શાસ્ત્રથી સિધ થાયછે. કારણ જે ધણી મૂવા પછી સ્રી જે પાપ પુન્ય કરે તે તેના ધણીને લાગે છે.

૨ સ્રીઓનાં ધરમ જ્યાં જ્યાં શાસ્ત્રમાં કહ્યા છે ત્યાં ત્યાં પતી

વ્રતા ધર્મ તે સ્ત્રીને પાળવાનું કહ્યું છે. પણ બીજો ભરથાર કરવાનું તે ઠેકાણે કહ્યું નથી. વળી વેદમાં પણ બીજો ભરથાર કરવાની મના કરેલી છે.

૩ પરણવાના સંસ્કારમાં એ કન્યા અગ્ની દેવતાંને આપી તે દેવતા દ્વારા મનુષને આપે છે તે વીધી કરયા શીવાય નાતરાની કંન્યા તે પુરૂષને ઘેર જાય છે.

૪ નાતરૂ કરવાથી જે પુત્ર થાય તેની ગણના શુદ્રમાં કરેલી છે માટે બ્રાહ્મણ, ક્ષત્રી, તથા વૈસ્ય એ ત્રણે જાતથી ઉતરી જાય છે.

૫ નાતરાના ધણીને શાસ્ત્રમાં જાર પુરૂષની બરાબર ગણેલોછે. માટે બ્યભિચાર દોષ તે સ્ત્રી તથા પુરૂષ બંનેને લાગે છે.

નાતરૂ નિચે પ્રમાણે હોય તો કરવું. (૧૬)

વશીષ્ટનું વચન.

प्राणिग्राहे मृते वाला केवलं मंत्र संस्कृताः
साचे दक्षन्यो निस्यात पुनः संस्कार मर्हति ॥

અર્થ—કન્યાનો વર સાથે હાથેવાળો મળી ચુક્યોછે પણ કેવળ મંત્રથીજ સંસ્કાર થયેલોછે. તેના બાપે કન્યાદાન આપ્યું નથી ને શપ્તપદીના ફેરા ફેરાવ્યા નથી એટલામાં તે વર કોઈ રોગથીમરી જાય. ને તે વરે તે કન્યાનો સંગ કરયો ન હોયતો તે કન્યા ફરી પરણવા યોગ્યછે. સપ્તપદી પછી તે કન્યા પરણવા જોગ નથી.

वच्चन दतो वरस्ये देशांतर गमने

षण्मा संप्रती दयान्य स्मैदेया ॥

અર્થ—વચનથી આપવી કબુલ કરીને તે માણસ પરદેશ જતો રહે તેના સમાચાર ૭ માસની અંદર ના આવે તો તે કન્યા બીજાને પરણાવવી.

—❧—

નાતરાના વિશે શાસ્ત્રમાં મના કરેલી છે તે.

બોધાયન રૂષીનું વચન.

वाचा दत्ता मनो दत्ता ग्नि परिगता स्वप्त मंत्र नीता मुत्तका ऱाहि तगना प्रशुना चेती ॥ सत्य विधापुन मुरुना ग्राहि त्वन प्रजा न धर्म विदंत॥

અર્થ—વચનથી આપેલી ૧ મનથી આપેલી ૨ અગ્નિથી આપેલી ૩ સત્યપરીના મંગળ ફેરા કરેલી ૪ ગરભ સહીત હોયતો ૫ પુરૂષે ભોગવેલી ૬ અને છોકરૂ જણેલી ૭ આ સાત પ્રકારની સ્ત્રીઓ પુનરભુ કહેવાયછે, તેવી સ્ત્રીને બીજો કોઇ પરણે તો તે પુરૂષ પુત્રાદીક અધરમી થાય, અને પોતે પણ અધરમી થાય. તે સ્ત્રીથી ધર્મની હાણી થાય. એ રીતે એક એકથી ચડતો દોષછે, વચનથી અગ્નીદતનો દોષ વિશેષ છે તેમાંથી સપ્તસદી થયેલીનો દોષ વિશેષ છે એ રીતે બોધાયન રૂષીએ કહ્યું છે. અને નારદજીએ કહ્યુંછે કે.

तस्मात सर्वा सामे वपु नभुणं पुनर्भु स्वानुंपतिः॥

અર્થ—એ સરવે પ્રકારની પુનરભુ સ્ત્રીઓ છે તે બીજાને પરણે તો તેણે જાર કર્મ કરયું જાણવું વળી અશ્વાલાયન રૂષીએ સાફ કહ્યું છે તે સ્લોક.

अज्ञात श्चाद्वि जोयस्तु विधवा मुद्वहे द्यदि ॥

परित्वडयतुनांचैव प्रायश्चितंसमाचरेतः ॥

અર્થ—અજાણથી કોઈ બ્રાહ્મણે વિધવા સાથે લગ્ન કરયું હોય, ને તે જાણવામાં આવે તો તે સ્ત્રીનો ત્યાગ કરવાને તેના દોષનું પ્રાયશ્ચીત કરવું એ રીતે વિધવાને પરણવાનો દોષ કહેલો છે એ રીતે બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ એ ત્રણ જાતોમાં વિધવાને લગ્ન કરવાનું છેજ નહી એવું સાફ જણાય છે વળી સ્ત્રીઓના ધર્મ સ્મૃતીઓમાં, પુરાણોમાં જ્યાં જ્યા કહેલા છે ત્યાં ત્યાં એવું કહેલું છે કે, ધણી મૂવા પછી સ્ત્રીએ પારકા પુરૂષનું નામ ન લેવું તથા જન્મ સુધી બ્રહ્મચાર્ય વૃત પાળવું. ને મનુસ્મૃતીમાં કહ્યું છે કે.

यस्मैदद्यान्पिताल्वेना भ्राताबानुमतेपितुः ॥

तशुश्रुषेनजीवितंसास्थ तंचनलंघयेत ॥ १ ॥

नतुनामापग्रन्हायात पैत्योप्रेतपरस्यतु ॥ २ ॥

અર્થ—કન્યાના બાપે તથા માએ જે પૂરૂષને કન્યા પરણાવી

તેની શેવા જીવતાં સુધી તે કંન્યાએ કરવી. તેની આજ્ઞા કદી લોપવી નહી ને તે પતી મરી જાય ત્યર પછી કોઇ પુરૂષનું નામ ન લેવું એ રીતે મનુ સ્મૃતીમાં કહ્યુંછે. એજ અને સર્વ રૂષીઓની સ્મૃતીઓમાં કહ્યુંછે. એ મનુ સ્મૃતી સત જુગનીછે સત જુગ તે પેહેલો જુગ છે એજ રીતે ધણી મૂવા પછી તે સ્ત્રીએ બીજો ભરથાર ન કરવો એવું વેદમાં તથા સર્વ શાસ્ત્રમાં કહ્યું છે તેમાં વળી કળજુગમાં તો સવથા બીજો ધણી ન કરવો એવું તમામ પુરાણોમાં કહેલું છે. અને બ્રહ્મ પુરાણમાં કહ્યું છે કે—

स्त्रीणांपूनर्विवाहस्तु देवरात्पुत्रसंतति ॥
स्वातंत्र्यकलियुगे नकर्तव्यंकदाचनः ॥

સ્ત્રીનો ફરીવિવાહ તથા દીયરથી પુત્ર ઉત્પન્ન કરાવવું તથા સ્ત્રીએ જ્યાં ત્યાં એકલી જવું તે ત્રણ વાત કળજુગમાં કદી ન કરવી એ રીતે આદી પુરાણ તથા સ્મૃતીએમાં બીજો ભરથાર કરવાની સાફ ના કહીછે તેથી બીજો ભરથાર એટલે નાતરૂ કરવું નહી.

—————

### શ્રી કૃશ્ન બ્રહ્મચારી છે. (૧૭)

કોઈ એવું કહેશે કે ભગવાને ગોપીઓ સાથે વ્યભિચાર કર્યો નથી તેનું શું પ્રમાણ? તેનો ઉત્તર એટલોજ કે ભાગવત દસમ સ્કંધમાં કહ્યું છે કે શ્રી કૃશ્ન અગીઆર વરસના થયા ત્યાં સુધી વ્રજમાં રહ્યા છે ત્યાર પછી તો મથુરામાં પધારેચાછે તે ફરીથી ગોકુળમાં પધાર્યાજ નથી. એ રીતે અગીયાર વરસનું બાળક સેંકડો ગોપીઓ

સાથે વ્યભિચાર કર્યો એ વાત દેખીતીજ અસંભવતીછે. તે વિશે ભાગવતમાં કહ્યુંછે કે વ્રજની સ્ત્રીઓ સાથે ક્રશ્ને કામ લીલા કરી એ વીશે સુકદેવજીએ લીલા કરવા વીશે દ્રશ્ટાંત કહ્યુંછે. રાસપંચાધ્યાયીનો અધ્યાય બત્રીસમાનો સતરમો નિચે પ્રમાણે.

## श्लोक.

एवंपरिष्वंगकराभिमर्श स्निग्धेक्षणोद्दामविलासहासैः॥
रेमेरवेशोव्रजसुंदरीभिर्यथार्भक स्वप्रतिबिंबविभ्रमः ॥

અર્થ—એ પ્રકારે ભગવાને હસ્ત પરશ કરીને તથા સ્નેહ પુર્વક દ્રશ્ટીએ તથા હાસ્ય વિલાસે કરીને લક્ષ્મીપતી એવા જે શ્રી ક્રશ્ન તેમણે વ્રજની સ્ત્રીઓ સંગે રમણ કરયું તે કોની પેઠે રમણ કર્યું. દ્રશ્ટાંત કે જેમ પોતાના પ્રતીબિંબ સાથે બાળક રમણ કરેછે એ રીતે શ્રી ક્રશ્ને ગોપીજન સાથે રમણ કરયુંછે દ્રશ્ટાંતમાં પ્રતિબિંબ સાથે બાળકની પેઠે રમણ કહ્યુ છે એમાં બાળકનો સબંધ પ્રતિબિંબ સાથે છે નહી કેમકે કાચમાં જે આપણા અંગના પ્રતીબિંબ પડેછે તે કાંઈ વસ્તુ નથી ને તેનો પરસ આપણે કરવા જઈએ તો થતો નથી તે રીતે સાક્ષાત ભગવાનનો પરસ ગોપીજનને થયો નથી. ગોપીજન મનમાં એમ સમજેછે કે ભગવાને આપણી સાથે રમણ કરયું અને અમારા મનોરથ ભગવાને પુરણ કરયા. પણ ભગવાનનો પરશ એ રમણને થયો નથી એજ રીતે ભાગવતમાં, રાસ પંચાધ્યાયમાં તથા વેદમાં પણ કહ્યુંછે, અને બ્રહ્માંડ પુરાણ માં શ્રી

ક્રસ્નનાં ૧૦૮નામ શેશજીએ પૃથ્વીને કહેલાં છે તેમા ચોદમા શ્લોક મધ્યે શ્રી ક્રસ્નનું નામ અનાદી બ્રહ્મચારી કહ્યુછે,તે.

## श्लोक.

अनादि ब्रह्मचारींचः कृष्णो व्यसन कंर्षकः ॥
शिशुपाल शिरछेताः दुर्योधन कुलांतक ॥

અર્થ—શ્રી ક્રસ્ન અનાદી બ્રહ્મચારી છે અને સર્વ દુરવ્યસનને દુર કરનાર છે શીશુપાળનું શીર છેદન કરાનર અને દુરજોધનના કુળનો નાશ કરનાર એવા છે એ રીતે શ્રી ક્રસ્ન અનાદી બ્રહ્મચારી કહ્યા છે જો ક્રસ્ન વ્યભીચારી હોતતો અનાદી બ્રહ્મચારી કહેવાય નહી. એજ રીતે ભારતમાં તથા બીજા પુરાણોમાં શ્રી ક્રસ્નને અનાદી બ્રહ્મ ચારી કહ્યા છે.

વળી એક વખત ગોપીઓને દુરવાસા રૂષીને થાળ ધરાવવાને જવું હતુ તે વખત જુમનાજીમાં પાણી ભરપુર આવેલું હતું તેથી અચકાઈને ઉભી રહેલીઓ હતી, ત્યારે ક્રસ્ન ભગવાને કહ્યું કે તમે જુમનાંજીને એવું કહો કે શ્રી ક્રસ્ન સદા બ્રહ્મચારી હોય તો હે માતા અમને માગ આપો તે પ્રમાણે જ્યારે ગોપીઓએ કહ્યુ ત્યારે તેમને જુમનાંજીએ તરત માગ આપ્યો આ પરથી તથા આવા અનેક દ્રષ્ટાંતોથી તથા વેદ પુરાણ ઉપરથી શીધ થાય છે, કે શ્રી ક્રસ્ન બ્રહ્મચારી છે. પણ અક્કલના ક્રુચા લોકો ભગવાનના મહીમાને સમજ્યા શીવાય ક્રસ્નને વ્યભીચારી ગણે છે તેથી તેઓનો નર્કમાંથી કદી છુટકો થવાનો નથી.

## શેવાનાં ફળ વિશે. (૧૮)

શાસ્ત્રમાં ભક્તીનું ફળ શ્રેષ્ટ કહ્યુ છે પણ તે સૌ ફળ આપવાનું ભગવાનની પ્રસનતાને હાથ છે. જેમ કોઈ શેઠનો ગુમાસ્તો છે તેને રૂ૫૦) નો પગાર મળેછે. હવે તે ગુમાસ્તો જતો રહે અને તેને ઠેકાણે શેઠ બીજો ગુમાસ્તો રાખે પણ તે ગુમાસ્તો જો શેઠનું બરાબર કામ નહીં કરે તો શેઠ નામેલા રૂ ૫૦) નો પગાર કદી આપે નહી તેના કામ પ્રમાણે તેને પગાર આપે એજ રીતે પ્રભુ ફળ આપે છે તે શ્રી માહા પ્રભુજીએ સેવા ગ્રંથ ફળ કરેલોછે તેમા કહ્યુંછે કે—

( यद्रशीशेवनाप्रोक्तानननसिद्धौफसमुच्यते. )

જેવી સેવા અમે કહીએ છીએ તે સેવાથી શીધ થયેથી તેનું ફળ જે થાય છે તે અમે કહીએ છીએ તેનું ફળ ઉત્તમ મધ્યમ અને કનાષ્ટ એવું ત્રણ પ્રકારનું તે ગ્રંથમાં કહ્યું છે. માટે જેની સેવામાં જેવી પ્રીત તેવું ફળ તેને પ્રાપ્ત થાયછે. વળી નિબંધમાં શ્રી માહાપ્રભુજીએ કહ્યુ છે કે—

भक्तिनिष्टातदाज्ञेवा यदाकृष्णप्रसीदति.

ભક્તિને વિશે શ્રદ્ધા થઈ ક્યારે જાણીએ કે જ્યારે શ્રી કૃષ્ણ એના ઉપર પ્રસન થઈ પોતાનોઅનુભવ જણાવે ત્યાં સુધી ભક્તિમાં શ્રધા થઈ નથી એમ સમજવું.

ત્યારે કોઈ કહેશે કે ભગવાન કળીયુગમાં તો કોઇને અનુભવ જણાવતા નથી તેનો જવાબ એટલોજ કે ભગવાન આપણી દેહની

માહે બીરાજેછે અને દેહની બહાર પણ સર્વ ઠેકાણે વ્યાપકછે જે દીશામાં નજર કરીએ તે દીશામાં ભગવાન છે તથાપી તે ભગવાન માયાનો પડદો રાખીને ઉભા છે તે આપણે જ્યારે જાણીએ કે ભગવાન સર્વમાં તથા પોતાની પાસેછે ત્યારે તે પડદો ભગવાન ઉખેડી નાંખીને દરશન દેછે

### સ્ત્રીને અધરમી થવાના કારણો. ( ૧૯ )

એક તો અધરમીની દીકરી હોય ને તેનો પતી અધરમી હોય તેમાં જે પુત્ર હોય તે અધરમી થાય અધરમી પુત્ર થવાનું બીજુ કારણ જે સ્ત્રીએ અધરમી કાળમાં પતીનું વિર્ય લીધુ હોય તે પુત્ર પણ અધરમી થાય ત્રીજુ પર પુરૂષનું વિર્ય તે સ્ત્રી લાવી હોય તેનો જે પુત્ર થાય તેનું નામ શાસ્ત્રમાં વરણશંકર કહેલું છે વરણશંકરના શાસ્ત્રમાં બે ભેદ કહેલાછે, તેમાં એક ચંડાળ ને બીજો અચંડાળ ઉત્તમ વરણની સ્ત્રી મલેચ્છનું વિર્ય લાવી હોય તેનો જે પુત્ર થાય તે ચંડાળ કહેવાય ને નીચવરણની સ્ત્રી ઉંચ પુરૂષનું વિર્ય લાવી હોય તેનો જે પુત્ર થાય તેને શાસ્ત્રમાં અચંડાળ કહેલો છે એ રીતે સ્ત્રીઓ ત્રણ પ્રકારે અધરમી થાય છે તેના દાખલા ભાગવતમાં કહેલા છે જે કશ્યપ રૂષીની સ્ત્રી દીતી તેણે અધરમી વેળા સંધ્યાકાળને સમે પતી પાસેથી વિર્ય લેવાની વિનંતી કરી તે વિશે રૂષીએ ઘણી ના પાડી પણ તેણીએ માન્યુ નહી તેથી તે અધરમી થઇ માટે તેના પેટામાં ભગવાને અધરમી જીવોને મોકલ્યા તેના હિરણાક્ષ ને હિરણકશ્યપ એ બે અધરમી પુત્ર પ્રગટ થયા માટે અધરમની વેળાએ સ્ત્રીએ વિર્ય લીધાથી તે અધરમી થાયછે. સ્ત્રી

ને અધરમી થવાનું બીજુ કારણ અંગ રાજા જગન કરવા બેઠા ત્યારે તેની આપેલી આહુતી દેવતાએ લીધી નહી ત્યારે રૂષીઓએ રાજાને કહ્યું કે આહુતી દેવતા લેતા નથી ત્યારે રાજાએ કહ્યુ કે તેનું શું કારણ તે મને શોધીને કહો પછી રૂષીઓએ યજ્ઞની સરવે વસ્તુઓ તપાશી જયજ્ઞના સર્વ રૂષીઓ તપાસ્યા તે પણ સુદ્ધ માલમ પડ્યા પણ એ રાજાને પુત્ર નથી તેથી આહુતી દેવતા લેતા નથી આ વાત રૂષીઓએ રાજાને કહી તેથી રાજાએ કહ્યુ કે પુત્ર થાય તેવું પેહેલું કરો ત્યારે રૂષીઓએ યજ્ઞ પુરૂષને પ્રસંન કરીને યજ્ઞમાંથી દુધનો કટોરો કહાડ્યો તે દુધ અંગરાજાની રાણીને પાયુ પણ તે સ્ત્રી અધર્મીની દીકરી હતી તેથી તેનો પુત્ર વેન અધર્મી થયો તેણે ભગવાનનું સેવન કરવાની મના કરી હતી સ્ત્રીને અધરમી થવાનું ત્રીજુ કારણ ગીતામાં કહ્યુ છે જ્યારે કુળનો નાશ થાય ત્યારે તે કુળની સ્ત્રી વ્યભીચારણી થાય અને તે સ્ત્રીથી જે પુત્ર થાય તે વરણશંકર થાય અને તે પુત્રથી તેના પીત્રુઓને નર્કમાં રેહેવું પડે કારણ કે તે પુત્રનું શ્રાધ તથા દાન પુન્ય કામના શાક્ષીઓ જે દેવતા છે. તેના પીત્રુઓને પોહોચાડતા નથી કેમકે તેઓ જાણે છે કે તે પુત્ર તેનો નથી માટે તેના માત પીતાને નર્કમાં રેહેવું પડેછે.

---

## પતિમાં ઈશ્વર ભાવ રાખવા વિશે. (૨૦)

ભગવાનની પાસે રેહેનાર એવા જે નારદજીએ ભાગવતમાં કહ્યું છે કે.

**वापातिहारिभोवन भजेच्छीरिवतमरा ॥**

हर्यात्माहरेर्लोके पत्याश्रीरिवमोदने ॥१॥

અર્થ—જેમ લક્ષ્મીજી ભગવાનને પરમેશ્વર રૂપ જાણીને ભજે છે, તેમ જે સ્ત્રી પોતાના પતીમાં ભગવાનનો ભાવ રાખી શે-વેછે તે સ્ત્રી ભગવાનના આત્માછે, અને તે સ્ત્રી વૈકુંઠમાં પોતાના પતી સહીત વાસ પામેછે. એ રીતે પતીને ભગવાનનું સ્વરૂપ જા-ણીને ભજવાનું ફળ વૈકુંઠ વાસ કહ્યુંછે. પતીવ્રતાના ધર્મનું ફળ સ્વર્ગ લોકનો વાસ સ્ત્રીને થાય છે એવું વ્રહ નારદી પુરાણમાં શ્રી નારાયણે કહ્યુંછે તેનું કારણ એછે જે સ્ત્રીઓને પોતાના ધણી પર ભગવાન ભાવ રેહેવો કઠણ છે, કારણ કે પતી મુરખ, લુચ્ચો, સ્ત્રીલંપ, કામી અથવા ચોર હોય ને તે સ્ત્રીને ખાવાનું તથા વસ્ત્રનું દુઃખ પડતું હોય તેથી તે સ્ત્રીનો ભાવ આવા પતીપર ભગવાનનો ભાવ રેહેતો નથી મનુષ ભાવ રેહેછે, પણ મનુષ ભાવે કરીને પણ તે પોતાના પતીને શેવેતો અનંત વર્ષ લગી દેવતાના સ્વર્ગમાં તેને વાસ મળે છે. એ અભિપ્રાયથી શ્રી નારણે સ્વર્ગ વાસ તથા નારે-દજીએ વૈકુંઠવાસ કહેલોછે એ બંને કારણ જુદા જુદા ભાવથી ક-હેલાં છે. એ રીતે સ્ત્રીને પુરૂપ સાથે ઇશ્વર ભાવ, શીશને ગુરૂ સાથે ઇશ્વર ભાવ, પુત્રને પીતા સાથે ઇશ્વર ભાવ રાખવો. તેવી રીતે જે ઇશ્વર ભાવ રાખશે તેને પરમેશ્વરની પ્રાપ્તી થશે, એ શિવાય બીજે ભાવ શેવે તો તેનાથી ઉતરતુ ફળ પડે તે વિપરીત બુદ્ધિથી તીરસ્કાર કરે તેને નર્કનો વાસ કહેલોછે, એ પ્રમાણે વેદ પુરાણોમાં હામ હા-બ્રહ્માજીના પુત્રે કહ્યું છે કે.

तस्मात्पतिव्रतानार्यः श्रेयस्कामाःसुसत्तमे ॥
यजतेनन्यभावेन पतिमात्मानमीश्वरं ॥१॥

અર્થ—એ કારણ સારૂ પતીવૃતા જે સ્ત્રીઓછે તે જો પોતાના કલ્યાણને ઇચ્છતી હોય તો તે સ્ત્રીઓ પોતાના પતીને પોતાના આત્માનો ઇશ્વર જાણીને અનન્ય ભાવે કરીને તે પતીને શેવવા, એજ રીતે દશમ સ્કંધ ભાગવતમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે.

श्लोक.

शृणुनारदवक्ष्यामिसतीनांव्रतमुत्तमं ॥
कुरूपोवाकुव्रतोवासुस्वभावोथवैपति ॥

અર્થ—શ્રીનારાયણ શ્રી નારદજી પ્રત્યે કહે છે જે હે નારદ હું તને પ્રતિવ્રતા સ્ત્રીઓનાં ઉત્તમ આચરણછે તે કહું છું, તે શ્રવણ કર. સ્ત્રીનો પતી કદરૂપો હોય અથવા ખોટી વરતીવાળો હોય અથવા તામશીહોય તોપણ તે પતીને સ્ત્રીએ ભગવાન કરીને માનવો.

रोगान्वितःपिशाचोवा क्रोधनोवाप्यमद्यप ॥
वृद्धोवाप्यविदग्धोवा मुकोधोबधिरोपिवा ॥१॥

અર્થ—રોગી હોય અથવા ભુતાવેશી હોય ક્રોધી તથા કેફી હોય વરધ તથા ભોળા સ્વભાવનો હોય અથવા બેહેરો ગુંગો તથા આંધળો હોય એવા પતીને સ્ત્રીએ ભગવાન જાણીને શેવવો,

रौद्रावाथदरिद्रोवाकदर्यकुत्सितोपिवा ॥
कातराकितवोवापिल्लनालंपटेपिवा ॥१॥

અર્થ— રડતી સુરતનો હોય ભીખારી હોય તથા કસરીયો હોય તો- છડો હોય ગરીબડો હોય કપટી હોય તથા સ્ત્રીલંપટ હોય તોપણ તે સ્ત્રીએ ભગવાનની પેઠે શેવવો.

अहंकारविहावाथकामक्रोधौचसर्वदा ॥
मनोरंजनंपत्युकार्यनान्यस्यकुत्राचिता ॥२॥

અહંકાર તથા કામ ક્રોધ સદાં મુકીને પતી જે રીતે પ્રસન થાય તે રીતે સ્ત્રીએ કરવું. ને જેમાં પતી અપ્રસંન થાય તે કામ કદી કરવું નહી એ રીતે ચાલવું.

—❧—

પર પુરૂષના સંગથી નર્ક ભોગવવા વિશે. (૨૧)

सकामं विक्षिऽयन्ये प्रिय वाक्यौ प्रलोभिता
स्पृष्टा वाजन संमर्दे सविकारा मुपै तिया ॥
यावंतोरोमकूपा. शुस्युश्रीणांगात्रेषुनिर्मीता.
नवदृशे सहस्राणि नार्कता पर्युपासते ॥१॥

અર્થ—જે સ્ત્રી પર પુરૂષ સામું કામ દ્રષ્ટીથી જુવે છે અને પર પુરૂષના પ્રીય વચને લોભાયછે ને કામ વાસનાથી તેનો પરશ કરેછે

અને સંગ કરે છે પણ તે સ્ત્રીને જે દુખ નરકમાં ભોગવવું પડેછે તે મારાથી કહેવાઈ શકાતું નથી. અરે નારદ જેટલા તે સ્ત્રીના શરીરમાં રૂંવાટાં એટલે વાળછે તે અકેક વાળે એકએક હજાર વરસ સુધી નરકમાં નાંખી મુકેછે હવે ગણ કે સાડાત્રણ કરોડ રૂંવાટાં તેના અંગમાંછે તેની સંખ્યા ગણતાં ત્રણ ખરવ ને પાંચ અબજ વરસની થાયછે. તેટલા વરસ સુધી માહા માહા દુખ તેને ભોગવવું પડે છે. એવી કોણ સ્ત્રી મુરખ હશે તે એવું નીચ કામ કરશે તથા પોતાના કુળને લાંછન લગાડશે અરે નારદજી ભરથારને મુકીને જમવાથી શાં શાં દુખ થાય છે તે સાંભળ.



### પતિને મુકી જમવા વિશે. (૨૨)

**याभर्तारंपरित्यज्यामिष्टमश्नातिकेवलं ॥**

**उलकीजायतेकूरा वृक्षकोटरशायिनी ॥१॥**

અર્થ—ભરથારને મુકીને જે સ્ત્રી એકલી મીષ્ટાંન ખાયછે તે ઘુવડ જાતમાં જન્મે છે અને દાહાડે આંધળી થાય છે અને વૃક્ષની ડાળીમાં ઊંધે મસ્તકે ટંગાઈ રેહે છે જો કે શું દુખ એના ઉપર પડે છે વળી હે નારદ જે સ્ત્રી ધણીની આગ્યા પ્રમાણે ચાલતી નથી તેની જે હાલત થાયછે તે સાંભળી તને કંટાળો આવશે.



### પતિની આગ્યા ન પાળવા વિશે (૨૩)

**याभर्त्तारंसमुत्सृज्य रहश्चरतिकेवलंम ॥**

ग्रामेवाशूकरभूयात वल्गुलीवाश्वविटभुजा ॥२॥

અર્થ—જે સ્ત્રી પોતાના ધણીને મુકીને એકલી સુમ પેઠે બેશી રહેછે અને ધણીનું મુખ જેને ગમતું નથી તે સ્ત્રી કુકરી તથા વડવાગોળ થઇ ગામમાં વીષ્ટા ખાતી ફરશે એવા અપવિત્ર પશુ દેહમાં તેનો જન્મ થાય છે હે નારદ ભગવાનનું સ્વરૂપ એવા જે ધણીની સાથે જે સ્ત્રી ડાકણના પેઠે બોલે છે તેની હાલત કહુ છું.

—-❧—

પતિ પ્રેત ડાકણીની પેઠે બોલવા વિશે. (૨૪)

बाहुल्लत्याप्रियब्रूते सामुकाजायतेखलुं ॥

वासपालिंसदस्यत दुभगासान्यजन्मानि ॥२॥

અર્થ—જે સ્ત્રી ડાકણના પેઠે હું કરીને અપ્રીય વચને પતીની સાથે બોલે છે તે સ્ત્રી બીજે જન્મે ગુંગી થાય છે. બોલી શકતી નથી. એજ એને માથે દંડછે ને જે સ્ત્રી પોતાના પતી પર સદા ઇરશા રાખે છે તે બીજે જન્મે અભાગણી થાય છે.

—-❧—

કુળવાન સ્ત્રી કેન કહેવી (૨૫)

भक्तभुक्तथयापत्यो दुःखितदाखिताचया ॥

मुदितमुदिनात्यर्थप्रोषितेमलीनांबरां ॥२॥

અર્થ—પોતાના પતીના ભોજન કર્યા પછી જે સ્ત્રી ભોજન કરે

છે, અને ધણીના દુઃખથી દુઃખ મનમાં ધરે છે. અને ધણીના પ્ર-સંન રહેવાથી પ્રસંન રહે છે અને ધણી ગામ જાય ત્યારે હલકાં વસ્ત્ર પેહેરેછે તથા હલકો શણગાર ધરે છે. જારે વસ્ત્ર પેહેરવાં તજે છે તે સ્ત્રીનેજ સારી કુળવાન જાણવી,

— ❧ —

પતિના સામુ બોલવા વિશે. ( ૨૬ )

पुक्ताप्रत्युत्तरंदद्या न्नारिक्रोधेनतत्परा ॥
सरमाजायतेग्रामे स्वगाळीनिर्जलेवन ॥१॥

અર્થ—જે સ્ત્રી ધણીને ક્રોધે કરીને પ્રત્યુતર કરે છે તે પાણી વિનાના જંગલમાં શીયાળ થઇને અવતરેછે ને પાણી વીના તરફડીને મરી જાય છે. તે સારૂ પતીનો ભય ભગવાનના સમાન રાખવો. જો અગ્નિ બાળ્યા વિગર રહે તો તેનો દોષ લાગ્યા વીના રહે માટે નારદ પોતાના પતીનેજ શ્રેષ્ટ માનવો.

પતિ સાથે સ્ત્રીએ કેમ વર્તવું ( ૨૭ )

भर्त्तादेवोगुरुभर्त्ता धर्मातिर्थव्रतानिच ॥
तस्मातसर्वपरित्त्य ज्यपतिमेकसमर्च्चयेत ॥१॥

અર્થ—પોતાનો પતીછે તેનેજ દેવતા કરીને તથા ગુરૂ કરીને તથા ધરમ કરીને તથા તીરથ કરીને તથા વરત કરીને તથા પ-રમેશ્વર કરીને જાણવો. એ કારણ માટે સરવેને મુકીને એક પ-તીનું સેવન કુળવાન સ્ત્રીએ કરવું એ શીવાય બીજો ધરમ સ્ત્રીને

ફિદાર થવાનો નથી. પણ જે કુંઆરજાઓ છે તેતો પતીનું સેવન કરતી નથી તેથી તેને પતી સાથે જન્મ સુધી અંટસ રહે છે. તેણે કરીને તેને ખાવાનું, પેહેરવાનું દુઃખ ભોગવવું પડે છે. જો એક પતીની શેવામાં રહેતો એકે દુઃખ તે સ્ત્રી પામેનહી. તે ઉપર એ મહા પુરૂષનું દ્રષ્ટાંતછે. દીલપતી પાદશાહની બેગમે એક માહા પુરૂષને વિનંતી કરી કે મારે વશ પાદશાહ સદા રહે એવી એક મંત્રની ચીઠી આપ કરી આપો. આવું તે બેગમના કહ્યા પરથી તે મહા પુરૂષે આ દોહરો તે ચીઠીમાં લખી આપ્યો જે.

કામણ, કુટક ચુટકા, કહી કરો તમે કોય;
પતી કહે સો કીજીએ, સદા પતી બશ હોય.

એ રીતે લખીને તેને આપ્યું. તે ચીઠી તે બેગમે પોતાના માદળીઆમાં ઘાલીને ચોટલામાં સંતાડી. તે વાત પાદશાહને કોઇકે કહી તેથી તેણે બેગમના ચોટલામાંથી તે ચીઠી કહાડીને વાંચી. જેથી તે ઘણો ખુશી થયો. એવી રીતે સ્ત્રીએ ચાલવાથી આ લોકમાં અને પર લોકમાં સરવેને સુખની પ્રાપ્તી થાય છે.

જનોઇ પહેરવા વિશે. (૨૮)

# यज्ञो पवित.

એ શબ્દનો અર્થ એ છે કે.—

## यज्ञसमीपेप्राप्तयज्ञोपविम

યજ્ઞ જે વેદનાં કરમ તે કરવા યોગ્યતા પ્રાપ્ત કરે જનોઇ પે-

હેર્યા વિગર વેદનાં કરમ કરવાનો અધીકાર કોઇ જાતને નથી શાસ્ત્રમાં બ્રાહ્મણ, ક્ષત્રી અને વાણીઆએ ત્રણ જાતને બ્રાહ્મણ પણું સંખ સ્મૃતિમાં કહ્યું છે.

ब्राह्मणक्षत्रियोवैशास्त्रयोवर्णाद्विजातय ॥

અર્થ—ત્રણે જાતને જનોઇ પહેરવાની વીધી તથા તેના ગાયત્રી મંત્રી શાસ્ત્રમાં કહ્યા છે અને વેદમાં કહ્યું છે કે બ્રાહ્મણના પુત્રને સાતમે વરષ, ક્ષત્રીના નવમે અને વૈશના પુત્રને બારમે વરષ જનોઇ પહેરાવવી પણ વૈશવાળા આગળ શ્રાવક મતમાં ગયા હતા તે વખત તેઓની જનોઇઓ બોધ મત વાળાઓએ ઉતરાવી નાંખી હતી તે દીવસથી વાણીઆઓમાં જનોઇ પેહેરવાનો ચાલ નીકળી ગયોછે કાશીના તથા હૈદ્રાબાદના વાણીઆઓએ હાલ ફરીથી જનોઇઓ પેહેરી છે ગુજરાતના વાણીઆઓ તેમના તેમજ રહ્યા છે તેથી શ્રાધ કરાવતી વખતે બ્રાહ્મણો તેઓને જનોઇ પહેરાવે છે ને પછી શ્રાધ ચાલુ કરે છે જનોઇ વગર પીત્રુ દેવતાઓ તે શ્રાધ ગ્રહણ કરતા નથી તેથી પરલોકમાં મુવેલાની ગતી નથી. જનોઇના ત્રણે તાર છે તે ત્રણ વેદનું સ્વરૂપ છે. શામવેદ, યજુરવેદ, ને રૂગવેદ એ ત્રણ મુળછે. ને અથ વરણવેદમાં તો એ ત્રણે વેદના મંત્રછે. તેથી તે તો જુદો નથીજ. જનોઇ પહેર્યાથી એ જણાયું કે બ્રાહ્મણ, ક્ષત્રી ને વાણીયા એ ત્રણે જાતના લોકોને સર્વ વેદની આગ્નામાં ચાલવું. જનોઇ તુટી જાય તો તે જગાએથી જનોઇ પેહેર્યા વિગર એક ડગલું પણ ચાલવું નહી. તથા બોલવું નહી

તથા પાણી પીવું નહી. એવી રીતે એ ત્રણે જાતના લોકોએ વેદના આજ્ઞા પ્રમાણે ચાલવું. જો કદાપી આજ્ઞા તોડીને ચાલે તો તેમાં શુદ્ર પણ આવ્યા. માટે આ ત્રણ જાતના માણસ વેદની આજ્ઞા તોડશે તો તેનો જન્મ નીચી જાતમાં થશે. એ રીતે શાસ્ત્રમાં કહેલું છે માટે ત્રણે જાતને વેદની આજ્ઞા પ્રમાણેજ ચાલવું.



ભગવાનનું શેવન કરવું. (૨૯)

ભાગવત એકાદશ સ્કંધના સતાવીસમા અધ્યાય વીશે ઓધવજીએ ભગવાનને પુછયું કે હે પ્રભુ દેવતાઓ તથા તમારા ભગત તમારૂં પુજન શી રીતે કરેછે તેની વિધી મને કહો તે વીધી હવે ભગવાન કહે છે કે.

स्त्रोपवीताभरणपत्रस्त्रग्गंधलेप्रनेः ॥

अलंकुर्वीतसप्रेममद्भक्तोमयांचिनं ॥१॥

અર્થ—મને વસ્ત્ર જનોઇ આભુષણ રૂતુને અનુસાર પ્રેમ સહીત ધરવાં અને કેસર કસ્તુરી ને ચંદનમાં ઘશીને તેનું કમળ પત્ર મારા ગાલ ઉપર કાઢવું.

धुपादिपहार्याणिदद्यान्मेश्रद्धयार्चकः ॥

गुरूपायससर्पीषिशस्कुलधापूपमोदकानः ॥१॥

सयावदादिसूपांश्चनैवद्यंसतिकल्पयेतः ॥

અર્થ—ચંદનનો ધુપ કરવો, ઘીના દીવાથી મારી આરતી કરવી. એ રીતે ધુપ કરીને મને ભોગ ધરાવવો. તેમાં ગોળનાં પદાર્થ તથા દુધની વસ્તુઓ તથા ઘી ને તેલમાં તળેલી વસ્તુઓ તથા પુંવા બાડવા, દહીના પદાર્થ, બાસુદી નાના પ્રકારનાં ભજીઆં એ રીતની સામગરી કરીને મને ભોગ ધરવો.

दत्त्वाचमनमुच्छेसंविश्वकसेमायकल्पे ॥
मुखवासंसुरभिमतांबुलाद्यमथार्हयेत ॥१॥

અર્થ—ભોગ ધરેચા પછી બે ઘડી થાય ત્યારે મને જળથી આચમન કરાવવું. અને મુખ વસ્રથી પોછીને પછી મને સુગંધી સહીત પાનનાં બીડાં આરોગાવવાં. પછી ધરેલો ભોગ શરાવવો તે મારૂ શેશ પ્રસાદ પોતે લેવું. ને ફુલની માળા ધરાવવી પછી મને આરતી કરીને દરપણ દેખાડીને આરતી ઉતારવી,

स्तवैरुच्चावचैःस्तोत्रैपौराणैःप्राकृतैरपिः ॥
स्तुत्वाप्रसीदभगवान्नितिवंदेतदंडवत ॥१॥

અર્થ—આરતી કરી રહ્યા પછી સ્તુતી કરવા પુરાણોના શ્લોક અથવા ભગતોનાં બનાવેલાં પ્રાકૃત ભાષાના છંદ તે વડે સ્તુતી કરીને સાષ્ટાંગ દંડવત મને કરવો અને એ રીતે પ્રાર્થનાથી કે હે પ્રભૂ તમે મારા ઉપર પ્રસંન થાઓ.

शिरोमपादयोःकृत्वाबाहुचभ्यंपरस्परं ॥

प्रयन्नंपाहिमामीशमीनंमृत्युग्रहार्णवान ॥१॥

અર્થ—મારા ચરણારવિંદ પાસે માથુ મુકીને ભુમી વીશે લાંબો સુઈને બંને હાથ જોડીને મને સાષ્ટાંગ દંડવત કરીને એ રીતે પ્રાર્થના કરવી કે હે પ્રભુ કાળ રૂપી સમુદ્રથી હું હવે ભય પામીને તારે સરણે પડ્યોછું, તમે મારી એથી રક્ષા કરશો, એવી રીતે સ્તુતી સહીત મને સાષ્ટાંગ દંડવત કરવા એ રીતે શેવાની વીધી ભગવાને કહી છે તેમાં વૈભવથી શેવન કરવું રહ્યું છે.

—⁂—

વરસ દાહાડાના ઉત્છવ વિશે. (૩૦)

એકાદશ સ્કંધના અગીઆરમા અધ્યાયમાં ઉધવજી શ્રી ભગવાનને પુછે કે હે પ્રભુ તમારી ભક્તી શીરીતે કરવી એ રીતે પુછવાથી ભક્તિ વિશેની રીત ભગવાને કહી તે હવે કહુંછું.

मल्लिंगमद्भजनदर्शनस्पर्शनार्चनं ॥

परिचर्यास्तुतिःप्रहुगुणकर्मानुकिर्तनं ॥१॥

અર્થ—મારા ભગત જને મારા સ્વરૂપનાં નીત્ય દરશન કરવાં તથા મારા ચરણનો પરશ કરવો તથા મારૂ પુજન કરવું તથા મારી શેવા સંબંધી સરવે કામ કરવું દીનતા સહીત મારી સ્તુતી કરવી અને પ્રેમ સહીત મારા જન્મ ચરિત્રનું ગ્યાન કરવું.

मज्जन्मकर्मकथनं ममपर्वानुमोदनं ॥

गीततांडववादित्र गोष्टिभिर्मदहोत्सव ॥१॥

અર્થ—મારા ઉત્છવને દીવસે મોટો આનંદ કરવો ગાયન કરવું નાચવું ઝાંઝ મ્રદંગ સારંગી ઇત્યાદિ વાજીત્ર વગાડવા અને મારા જન્મ ચરિત્રનું કથન કરવું એ રીતે મારા મંદિરમાં ઉત્છવ કરવો.

यात्राबालिविधानंच सर्ववार्षिकपर्वसु ॥

वैदकीतांत्रीकीदीक्षा मदीयव्रतधारणं ॥१॥

અર્થ—રથ જાત્રા, સ્નાન જાત્રા, અનકોટ, જન્માષ્ટમી વીગેરે વરસ દહાડાના જેટલા ઉત્છવ હોય તેને વીશે વીધી પુરવક ભોગ સામગ્રી કરીને મને ભેટ કરવી ને વૈદકી તથા તાંત્રીકી દીક્ષા ગુરૂ પાસે લઇને મારૂ વ્રત ધારણ કરીને મારા ભગ્ત રેહેવું એ રીતે આ શ્લોકમાં બે દીક્ષા ભગવાને કરીછે. તેમાં વૈદકી દીક્ષાનો અર્થ ગાયત્રી મંત્રનો ઉપદેશ નેતાંત્રીકી દીક્ષા તે ભગવાન મંત્રની દીક્ષા એ બેઉ દીક્ષા બ્રાહ્મણને લેવી કહી. જેને ગાયત્રી મંત્ર લેવાનો અધિકાર નથી, તેણે ભગવાન મંત્રની દીક્ષા લેવી. શાસ્ત્રથી અજાણ્યા બ્રાહ્મણો કહેછે કે ગાયત્રીમંત્ર શિવાય ભગવાન મંત્રની દીક્ષા લેવી નહી. એ વાત ભગવાનના આ વચનથી ઉલટી છે. ને દીક્ષા લીધા પછી એક અનન્ય ભક્તિ મારે વિશે રાખવી વળી બીજુ મારા ભક્તોએ મારૂં સ્વરૂપ ઘરમાં સ્થાપવાઉપર શ્રધા રાખવી. ને એક મનથી શેવા કરવી શેવા કરતી વખત બીજુ કશું કામ કરવું નહી. મારે બીરાજવા સારૂ સુંદીર મંદીર આગળ ફુળફુલના બાગ બગીચા કરવા. વળી મારા મંદીરમાં લીપવું. વીચીત્ર રંગના સાથીયા કરવા. અને ઘરને વિશે મને એષ્ટ જાણીને કપટ રહિત મારૂં શેવન

પોતાની મોટાઈનું માન મુકીને શેવા કરવી. બીજુ ઘરમાં શેવા ક-રીને બાહાર બડાઈ હાંકવી નહી. એ રીતે ભગવાને સંક્ષેપથી ભ-ક્તિ માર્ગની રીત કહી. અને બારમાથી ઉત્છવ પણ કરવાને ઉપદેશ કર્યો. શ્રીમદ ભાગવતમાં સરવ વસ્તુ સંક્ષેપથી કહી છે. પણ બીજા પુરાણોમાં અને સનકાદીકના બનાવેલા ગ્રંથોમાં વિસ્તારીને કહ્યુ છે તે પ્રમાણે આજ દીન સુધી શ્રી મહા પ્રભુના માર્ગમાં ચાલી આ-વેછે માટે સર્વે ભગવાનના શેવનમાં હમેશ મગન રેહેવું એજ ધર્મ છે.

### તિલક વિશે. ( ૩૧ )

બ્રાહ્મણ આદિક લોકો તીલક વીશે વાદ કરીને કહેછે બ્રાહ્મ-ણને ત્રીપુંડ (ત્રણલીટીનું આડુ ટીલુ ) કરવું, ભસ્મ ધારણ કરવી, અને રૂદ્રાક્ષના માળા આરોપવી. અને ઉર્ધ્વપુંડ તીલક (ઉભુ ટીલું) તુળશીની માળા છે તેને સારૂ પદમ પુરાણમાં કહ્યું છે કે.

वर्तुळंतिर्यगाछिद्रंहस्वदीर्घंतरतनुं ॥
वक्रंविरूपंवृद्राग्रंभिन्नमूळपदच्युतं ॥
हरेपदाक्रातिःकार्यंउर्द्धपुंड्रमनोहरं ॥१॥

અર્થ—૧ વર્તુળ, (ગોળ,) ૨ ત્રીપુંડ, (આડુ.) ૩ ચોરસ્યા વગરનું. ૪ નાનું (ટુંક) ૫ મોટુ (લાંબુ), ૬ ભંનેલકીર જુદી, ૭ વાંકુ, ૮ એકલકાર જાડી એક પાતળી, ૯ ઉપરથી બાંધેલું, ૧૦ મુળ વગર એટલે બે છુટી લીટીઓવાળુ એટલાં તીલક ભગવદ ચરણાર્વિંદ આકૃતીનાં ન-થી. ॥ ૧ ॥ માટે ભગવત ભક્તે તો સદા ભગવત ચરણાર્વિંદ મા-

થાપર ધારણ કરવું જોઇએ. ભગવાનના ચરણની આકૃતી તો ઉર્દ્ધપુંડમાં છે. ॥ ૨ ॥ વળી ઉર્ધ્વપુંડ એટલે ભગવાનના ચરણારવિંદની આકૃતિના તીલક વિશે અરથવેદમાં કહ્યુ છે કે.

हरेपदाकृतिमात्मनोहितायमध्येछिदंयोधारयाति ॥
समरस्यप्रियोभवतिसपुण्यवानभवातिसमुक्तिवान
भवाति ॥१॥

અર્થ—ભગવાનના ચરણની આકૃતિનું તીલક કરવાથી સરવને પ્રિય થાયછે, પુણ્યવાન થાયછે, તથા મુક્તિનો અધિકારી થાય છે. વળી વિશષ્ટ ધર્મોતર પુરાણમાં ત્રિપુંડ તિલક નિષેધ કહ્યું છે તે.

## श्लोक.

त्रिपुंड्ब्राह्मणोविद्वानलीलयापिनधारयेत ॥
त्रिपुंड्धारणातविप्रःपत्येत्तनसंशय ॥१॥
त्रिपुंड्धारिणोनित्यंभस्मधूळितविग्रहाः ॥
भविष्यंतित्रयोब्राह्मामिथ्याज्ञानप्रलापिन. ॥२॥

અર્થ—ત્રિપુંડ કહેતાં આડું ટીલું રમતને લીધે હાંશીમાં પણ વિદ્વાન બ્રાહ્મણે ધારણ કરવું નહી. જો કોઇ બ્રાહ્મણ ત્રિપુંડ ધારણ કરે તો તે પતિત થાય તેમાં સંસય નથી. ॥ ૧ ॥

૧ ત્રિપુંડ ધારી, ૨ ભસ્મ ધારી, મિથ્યા જ્ઞાનના કહેનારાએ ત્રણે જણ વેદથી બાહ્ય એટલે બહી મુરખ જાણવા. વળી વરાહ પુરાણે કહ્યુ છે તે.

## श्लोक.

कुळिनोब्राह्मणोविद्वानभस्मधारीभवेद्यदि ॥
वर्जयेत्तादृशंदेवीमद्योच्छिष्टघटंयथा ॥१॥
योविनाचोर्द्धपुड्रेणकुर्यातकर्मापिवैदिकं ॥
निष्फळंतस्यतत्कर्मभस्मन्येवाहुतिर्यथा ॥२॥

અર્થ—વરાહજી પૃથ્વીને કહેછે જે કુળવાન અને વિદ્વાન બ્રાહ્મણ ભસ્મ ધારણ કરે તો તેનો ત્યાગ કરવો જેમ મદીરા (દારૂ)નો ઉછિષ્ટ (એંઠો કરેલો) ઘડો અપવિત્ર જાણી ત્યાગ કરેછે તેમ તેનો કરવો. ૧ ઉર્ધ્વપુંડ (ઉભુ ટીલું) તિલકકરેચા વિના વેદી કરમ જો કરે તો તેનાં તે સરવ કરમ નિશ્ફળ થાય, જેમ રાખમાં આહુતી દે તે રીતે. ૨. એ રીતે ત્રિપુંડ ભસ્મ નિષેધ કર્યો વાદી શક ઉત્પન્ન કરેછે કે શીવ પુરાણમાં કહ્યુંછે જે ભસ્મ રૂદ્રાક્ષ ધારણ ન કરે તેને અત્યંત (ચંડાળ જેવા જાણવા તે વિશે શિવ પુરાણનો સ્લોક).

त्रिभुतिर्यस्यनोभाळेनांगेरुद्राक्ष ॥
नाहिशिवमायेवाणीतंत्यजेदंतन्यंयथा ॥१॥

અર્થ—જેણે કપાળમાં ભસ્મ ધારણ કરી નથી અને અંગે રૂદ્રાક્ષ ધારણ કરી નથી અને જેની વાણીમાં શિવ શિવ એવું નામ નથી તેને અત્યંત (ચંડાળ) પેરે તજી દેવા હવે ટુંકામાં સમજવાનું કે ભસ્મ અને રૂદ્રાક્ષ ધારણ કરવાં કહ્યાં છે તે શિવ દિક્ષાવાળાને વાસ્તે. પણ વિશ્ણું ભક્તને ભશ્મ, રૂદ્રાક્ષ, ત્રિપુંડનો નિષેધછે. શિવના ભકત મોક્ષના અધીકારી નથી. તેમને સદ સંસાર એજ ફળછે. તેથી તેમની ઉલટી સમજ છે ભસ્મ ધારણ કરે છે તેની બધા શાસ્ત્રમાં નિંદા કરે છે તેવી ઉર્ધ્વપુંડ તુળશીની માળા તથા મુદ્રા એની નિંદા કોઇ પણ પુરાણમાં નથી, કેમકે પ્રભુનું મહાત્મ બધા પુરાણો કરતાં વિશ્ણું પુરાણમાં વધારેછે માટે તિલક તો ઉર્ધ્વપુંડ એટલે ભગવાનના પદાકૃતિ કરવું.



## માળા વિશે. (૩૨)

સ્કંદ પુરાણના માર્ગશીર માહાત્મમાં કહ્યુ છે તે.

## श्लोक.

तुळसीकाष्टमाळाभीर्भुषितःपुण्यमाचरेत ॥
पितृणांदेवतानंचपुण्यंकोटीगुणकळौ ॥१॥
धारयंतिनयेमाळाहेतुकाःपापबुद्धयः ॥
नरकान्नानिवर्त्तंतेदग्धाःकोपाग्निनाहरे ॥२॥

અર્થ—પિત કાર્ય, દેવકાર્યને વિશે તુળશીની માળા પહેરીને તે કાર્ય કરે તો તેને કળીયુગમાં ક્રોડ ઘણું ફળ મળે છે. ૧. અને જે પુરૂષ પાપ બુદ્ધિએ કરીને તુળશીની માળા પેહેરતા નથી, તેનો છુટકો નર્કમાંથી કદી થતો નથી ને તે ભગવાનની ક્રોપાગ્નીએ કરીને સદા બળી રેહેલાછે તેના ઉપર પ્રભુ પ્રસંન થતા નથી. વળી બ્રહ્મ વેવંત પુરાણના પ્રકૃતિ ખંડના ઓગણીસમા અધ્યાયમાં કહ્યું છે તે.

## श्लोक.

तुळसीकाष्टनिर्माळमाळागृहणीनयोनहः ॥
पदेपदेश्वमेघस्यलभतोनिश्चितंफळं ॥१॥

અર્થ—તુળશી કાષ્ટની નિર્માળ કરેલી માળા પુરૂષ જે પહેરે છે તેને ચાલતામાં એક એક પગલે એક એક યજ્ઞ મેધનું ફળ નિશ્ચે મળેછે વળી બ્રહ્મ પુરાણમાં કાશી ખંડનાં એકવીસમા અધ્યાયમાં છે તે.

## श्लोक.

हरिनामक्षरभाळेगोपिमुदांकितं ॥
तुळसीमाळीकोरस्कंनस्पृशेयुर्यमोभ्दट ॥१॥

અર્થ— હરિ નામના અક્ષરનો મુખથી ઉચ્ચાર કરે ગોપીચંદનની મૃતીકાનાં ચિન્હ કપાળે ધારણ કરે. તુળશીમાળ કંઠ પહેરે તેને જમ રાજાના દુત સ્પર્શ કરે નહી વળી તુળશી કાષ્ટની માળા ધા-

લવાની જો નિંદા કરે તો દોષ લાગે છે તે વિશે ગરૂડ પુરાણમાં કહ્યું છે તે.

## श्लोक.

कृष्णायुधांकितंविप्रंतुळसीकाष्ठभूषितं ॥
दृष्टानिंदापरोयस्तुसवौद्धोनतुवैष्णव ॥१॥
तुळसीकाष्टमाळांक्यकंठेवामस्तकेकरे ॥
निंदाकुर्वंतियेमुढाम्लेच्छजास्तेनसंशय ॥२॥
यात्रातिशयमालोक्यतुळशीदेषयंतिये ॥
बहुनोक्तेनकिंवार्थसर्वेतेअन्यरेतजा ॥३॥
तुळशीकाष्टधगाविप्रानवैष्णवानदुषयंतिये ॥
सर्वेतेरौरवयांतिसंशयोनास्तिनारद ॥४॥

અર્થ—શ્રીકૃષ્ણમાં આયુધ જે શંખ, ચક્રાદિક તે જે બ્રાહ્મણે ધારણ કર્યા હોય અને તુળશી કાષ્ટની માળા પેહેરી હોય તેને જોઇને જે પુરૂષ નિંદા કરે તો તેને બોધ એટલે શ્રેવડો (જઇન મારગી) જાણવો વૈષ્ણવ ન જાણવો ॥ ૧ ॥ તુળશીની માળા કંઠને વિશે અથવા મસ્તકને વિશે અથવા હાથને વિશે જોઇને તેની નિંદા કરે તેને મુઢ અને મ્લેચ્છથી ઉત્પન્ન થયેલો જાણવો એમાં કાંઇ સંશય

નથી. ॥ ૨ ॥ બહુ કહેથી શું તુળશી કાષ્ટની માળા ધારણ કરવાવાળા બ્રહ્મણાદિ વૈશ્ણવની મોટાઈ જોઇને જે ક્રોધ તેનો દ્વેષ કરે તેને બીજા બાપના વિર્યથી ઉત્પન્ન થયો જાણવો. ॥ ૩ ॥ હે નારદ તુળશી કાષ્ટની માળા ધારણકરેનાર બ્રાહ્મણ વૈશ્નવની જે ક્રોધ નિંદા કરે તો તે રૈરવ નર્કમાં જાય એમાં સંદેહ નથી ॥ ૪ ॥ એ રીતે નારદજી પ્રત્યે ભગવાને કહ્યુંછે. પણ હાલ કળીયુગને વિશે જે તુળશીની માળા પેહેરે છે તેની બ્રાહ્મણો વિગેરે નિંદા કરેછે તે રીતે ઇશ્વરથી વિમુખ થએલો વાદ કરેછે. વળી ગરૂડ પુરાણમાં કહ્યું છે કે.

## श्लोक.

तुळशीप्राल्ययोनित्यंनकरोतिममार्चनं ॥
तस्याहमनुग्रण्हामिनपुजाशतवार्षिकी ॥१॥

અર્થ—તુળશી નિત્ય પ્રાપ્ત થાય, તે તુળશી વડે મારૂં પુજન ન કરે તો તેની સો વરસની પુજા હું ગ્રહન કરૂં એ રીતે ભગવાને કહ્યું છે. વળી સ્કંદ પુરાણમાં કહ્યું છે કે

## श्लोक.

नवैष्णवसमंपात्रंनदानंसुरभिसमं ॥
नकालिंदीसमंतीर्थंनपत्रंतुलशीसमं ॥१॥

અર્થ—વૈસ્ણવ સમાન બીજો કોઈ ઉત્તમ પાત્ર નથી, અને ગૌદાન સમાન દાન નથી, જુમનાજી સમાન તીર્થ નથી અને તુળશી સમાન પત્ર નથી. વળી પદમ પુરાણમાં કહ્યું છે કે.

## श्लोक.

मणीकांचनपुश्पाणीतथामुक्ताफलानिच ॥
तुळशीपत्रदानस्यफलानार्हंतिषोडसी ॥१॥

અર્થ—હીરા, સોનું, પુસ્પ અને મોતી એ જે ભગવાનને અ-ર્પણ કરવાં. પણ તુળશી પત્ર અર્પણ કરવાનું જે ફળછે તેને સોળમે ભાગે પણ તે ફળ અર્પણ કરવાનું નથી વળી પ્રલાદ સંહિતામાં ક-હ્યું છે કે

## श्लोक.

नैवेद्यकेशवोमालातुलशीकाष्टसंभवा ॥
वहतेयोनरःभक्तस्यनैवास्तिपातकं ॥१॥

અર્થ—ભગવાનના પ્રસાદી તુળશીની માળા જે પુરૂષ પ્રીત પુ-રૂવક પહેરેછે તેના શરીરમાં પાપ વાસ કરતું નથી. વળી સ્કંદ પુ-રાણમાં કહ્યું છે કે

## श्लोक.

तुळशीकाष्टमालांतुप्रेतराजस्यदतका ॥
द्रष्टवानश्यनिदरेणवातोभ्दतंयेथारज ॥१॥

અર્થ—તુળશી કાષ્ટની માળા પેહેરેલી જોઇને જમ રાજાના દુત દુરથીજ નાશી જાયછે. જેમ વાયુથી રજ ઉડી જાયછે માટે સર્વ

મનુશ્યોએ તુળશીની માળા પહેરવી, કારણ કે તેના માળા પહેરવાથી પરમેશ્વર આપણા ઉપર સદા આનંદ રેહેછે ને જો તે માળાના નિંદા કરીએ તો નર્ક વાસ પામીએ.

### જાતિભેદ વિશે. ( ૩૩ )

હિંદુ ધરમ વિરોધી લોકો સર્વ જાતને એક કરી જાણે છે પણ એ ચારે જાત વિશે વેદ પુરાણ તથા સ્મર્તીઓમાં વિસ્તારથી કહેલું છે તેજ ભાગવાત એકાદશ સ્કંદના સતરમા અધ્યાયના બારમા શ્લોકમાં ભગવાને ઓધવજીને કહ્યુંછે.

## श्लोक.

विप्रक्षत्रियविट्शूद्रामुखबाहुरूपादजा ॥
जात्पुरुषाडजातायआत्माचारलक्षणा ।.१॥
वर्णानामाश्रमाणांचजन्मभूम्यनुसाहिणी ॥
असन्प्रकृंनयोनृणांनांचैर्नीचोत्तमात्तमै ॥२॥

અર્થ—બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ કહેતાં વાણીઆ અને શુદ્ર એ ત્રણે જાતથી નીચ જાત એ ચાર જાત વૈરાટ પુરૂષ જે નારાયણ જેના નાભી કમળમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા તે નારાયણના જુદા જુદા અંગથી એ ચાર જાત ઉત્પન્ન થઇ છે, મુખથી બ્રાહ્મણ, બાહુથી ક્ષત્રી, જંઘાથી વૈશ્ય અને ચરણ થકી શુદ્ર થયા. એ રીતે ચારે જાત જુદા અંગથી પ્રગટ થઇ. તેઓનાં આચરણ અને લક્ષણ પ્રગટ થતાજ જુદા પડ્યા. જેવા જેવા અંગથી જે પ્રગટ થયાં

તેવી તેવી પ્રકૃતિમાં તેઓ આવ્યાં. એવી રીતે વેદ તથા પુરાણોમાં કહ્યું છે કે હિંદુ ધર્મ વિરોધીઓને કાંઇજ શાસ્ત્ર પ્રમાણ નથી. જાતી ધરમમાંથી ભ્રષ્ટ કરવાને સારૂ તેઓ પુરાણોમાંથી દાખલા જુક્તિથી લાવેછે કે મેડક રૂષી દેડકીથી થયા, વ્યાસજી માછણથી થયા તેઓ આચરણે કરીને બ્રાહ્મણ કેહેવાય. વાસ્તે જાતી નિયમ અસલમાં હતો નહી. એ રીતે જુક્તિથી કહે છે પણ દેડકીથી માણસ ઉત્પન્ન થાય એ વાત હાલ કોઇના મનવામાંજ આવે નહીં પણ પુરાણોમાં જે વાત લખી છે તે ખરીછે માટે આપે કરીને તે દેડકી થઈ હતી અને માછણ તે અપછરા હતી તે આપે કરીને માછલાંને પેટ જન્મ પામી હતી. એ રીતે દેવ શ્રષ્ટીના વારતા મનુસ્ય શ્રષ્ટીમાં લાવીને એક જાત કરવાની જુક્તિ કરે છે. પણ વેદ પુરાણોમાં જુદી જુદી કહી છે અને તેઓનું ખાન પાન પણ વેદ સ્મૃતિઓમાં જુદુ જુદુ બતાવ્યું છે તેથી આજ દીન સુધી ખાનપાન જુદુજ ચાલ્યું આવ્યું છે. માટે ભગવાનના અંગથીજ ચાર જાત પ્રગટ થઇ છે. આ ઠેકાણે કોઇને વેહેમ પડશે કે ભાગવતમાં કહ્યું છે કે શ્રષ્ટી બ્રહ્માએ ઉત્પન્ન કરી છે ને વળી આ ઠેકાણે ચારે જાત ભગવાનમાંથી પેદા થઇ ત્યારે ખરી વાત કઇ હશે. તે વિશે ભાગવત દ્વિત્ય સ્કંધના પાંચમા અધ્યાયમાં નારદજીના પુછવાથી બ્રહ્માજીએ કહ્યું છે તે.

## શ્લોક.

द्रव्यंकर्मचकालश्चस्वभावोजीएवच ॥
वासुदेवात्परोब्रह्मननचानार्थोस्तितत्वतः॥१॥

तस्यापिद्रष्टुरीशस्यकुटस्थस्याखिलात्मन ॥
सृज्यसृजमीसृष्टोहमीक्षैयवाभिचोदित.॥२॥

અર્થ—પંચ મહાભુતાદી તથા જન્મનું કારણ તથા કાળના પ્રગટ કરતા તથા સ્વભાવના પ્રવૃત કરનાર તથા જીવદિ જેટલા પદાર્થ છે તેનું કારણ રૂપ ઇશ્વર છે સર્વના ઇષ્ટ અને સર્વના સ્વામી સર્વ જગતની આત્મા રૂપ એવા જે પ્રભુ તેણે આ જગત આગળથી સરજી મુકેલુ છે હું તેની ઇચ્છાથી પાછુ સરજાવું અને મને પણ તેણે સરજ્યો છે આ જગતને ઉત્પન્ન કરનાર હું નથી એ રીતે નારદજીને હમોએ કહ્યું છે. જ્યારે બ્રહ્માજી નાભી કમળથી ઉત્પન્ન થયા ત્યારે એકલું જળ જળ તેમણે દીઠું તેથી ભય પામ્યા ત્યારે આકાશ વાણીથી ભગવાને તપ કરવાનું કહ્યું તેથી બ્રહ્માએ તપ કરયું ત્યારે કમળમાં નીચે જવાનો મારગ દીઠો ત્યારે પાછા નારાયણના ઉદરમાં બ્રહ્માજી ગયા તે ઠેકાણે આ શરજેલું જગત દીઠુ ત્યારે ભગવાને બ્રહ્માને આજ્ઞા કરી કે જગત સરજો ત્યાર પછી બ્રહ્માએ બાહાર આવીને આ સૃષ્ટી શરજવાની ઇચ્છા કરી તે સમે પ્રથમ આસુરી સૃષ્ટી ઉત્પન્ન થઇ તે જોઇ બ્રહ્માને પરીતાપ થયો ત્યાર પછી ભગવાનનું ધ્યાન ધરી મન પવિત્ર કરી સૃષ્ટી કરવાની ઇચ્છા કરી તે સમે દૈવી નારદાદીક પ્રગટ થયા એ રીતે દ્વિત્ય સ્કંધમાં કહ્યુંછે માટે સૃષ્ટીના કરતા બ્રહ્મા નથી ઇશ્વર છે બ્રહ્માજીતો માત્ર નામીત્ર છે જેમ આપણા માબાપે આપણને ઉત્પન્ન કર્યા કહેવાય છે પણ આપણને ઉત્પન્ન કરનાર તો પ્રમેશ્વર છે તેવી રીતે બ્રહ્માજીછે માટે ભગવાનની મરજીથીજ ભગવાને પહેલથી ચાર જાત જુદી જુદી

સરજી મુકેલી હતી તે જીવે પ્રગટ થતા વાંતજ પોત પોતાની જાતનું કામ કરાવા લાગ્યા છે ને તે દીવસ તે જાત જુદે નામે ઓળખાઇ છે સરવેનું ખાન પણ જુદુજ છે માટે નીચ જાતનુ ખાન ઊંચ જાતને ખાવાની મના કરેલી છે. તથા તેણે નીચ જાતનું ખાન અજાણથી કર્યું હોય તો અપવાસ વિગેરે દેહન પ્રાયશ્ચિત કરવાનું સ્મૃતિઓમાં કહ્યું છે તે પ્રમાણે કર્યાથી સુધ થાય છે તે ઉપરથી સાફ જણાય છે કે સર્વનો ખાન પાન વેહેવાર જુદોજ છે. આ ઉપરથી કોઇ એવો આશંક લાવશે કે અસલના રૂષીઓ ક્ષત્રીની કન્યા પરણતા હતા તથા તેની સાથે ખાનપાન વહેવાર કરતા હતા; તથા માંસ મદિરા પાન કરતા એવું પુરાણોમાં કહ્યુંછે એ વારતા કળજુગમાં બંધ કરી છે એ રીતે કોઇ પ્રશ્ન કરશે તો તેનો ઉત્તર એટલોજ કે બ્રાહ્મણો તથા ક્ષત્રી વૈશ્યમાં હાલ ઘણી જાતો છે તેમાં કેટલાએક દેશમાં તે ત્રણે વરણો માંસ મદિરાનું ગ્રહણ કરે છે તથાપી તેવા સાથે ખાનપાન વેહવાર ઊંચ દેશમાં રેહેનારા તઓની જાતનાઓએ તજી દીધો છે તેમજ અસલમાં હતુ સર્વ જાતમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ અસલથીજ થયા છે. જેમ હાલમાં દશા વિશા કહેવાય છે તેમ શાસ્ત્રમાં રૂષીઓના ત્રણ ભેદ કહ્યા છે. એક દેવરૂષી બીજા બ્રહ્મરૂશી ત્રીજા રાજરૂશી એ રીતે ત્રણ જાત રૂશીઓમાં હતી. દેવરૂશી તે નારદજી સનકાદીક એઓનો જન્મ માતાના ઉદરથી થયો નથી. બ્રહ્માના અંગમાં અકસ્માત પ્રગટ થયા છે, જે માતા પિતાથી બ્રાહ્મણ જાતમાં જનમ્યા તે બ્રહ્મરૂશી કહેવાય છે, અને ક્ષત્રી જાતના જે લોક તપસ્યા કરે છે તેને રાજરૂશી કહે છે એ રાજ રૂશીઓમાં જેનો વાસ વસ્તીમાં નહોતો તેવા રૂશીએ રાજાને ત્યાં

જતા ત્યારે જગન કરીને માંસ ભક્ષણ કરતા પણ નિત પોતાને ઘેર કરતા નહી દેવ રૂશી તથા બ્રહ્મ રૂશીનો ખાનપાન બીજા નીચા રૂશીઓ સાથે હતોજ નહી જે બ્રાહ્મણ જેવા આચાર પાળનાર રાજા હતા તેમને ઘેર રૂશીઓ ખાનપાન કરતા તથા કન્યા લેતા. બધા ક્ષત્રીઓ જોડે તેમનો વહેવાર નહોતો. એ વારતા નારદ વ્યાસાદીકની સ્મૃતિઓ ઉપરથી સાફ જણાય છે કે બ્રાહ્મણ ક્ષત્રીનું રાંધેલું ખાય તો તે પતીત થાય જો અસલમાં ક્ષત્રી સાથે બ્રાહ્મણને વહેવાર હોય તો તે રૂશીઓ એમ લખે નહી માટે ખાનપાન વેહેવાર નહોતો એવું શીધ થાય છે.

સુતક વિશે. ( ૩૪ )

ત્રીસ શ્લોકી ગ્રંથ શાસ્ત્ર છે તેમાં કહ્યુ છે તે

## श्लोक.

जन्मान्योपनयमृतानीपिदशानिशा ॥
द्वादशाहानिपक्षंपासंवर्णक्रमेण ॥
शुचयउचितकृच्छूद्रजानठतुपक्षं ॥

જનમ સુતક તે પીડરૂ અને મૃત્યુ સુતક તે મુવાનું સુતક તે બ્રાહ્મણને દસ રાત્રી ક્ષત્રીને બાર રાત્રી, વૈશ્યને પંદર રાત્રી તથા શુદ્રને એક મહીનો સુતક પાળવું. આ શુધ ધરમને પાળનારો શુદ્ર છે તેને પંદર દીવસનું સુતક લાગે છે, એક માસનું લાગે નહી. એવા શુદ્રને શાસ્ત્રમાં સત શુદ્ર કહ્યાછે એ સત શુદ્રના લક્ષણ સદાચર ચંદ્રાદયમાં વૃહત પારાશર રૂશીના વચનથી બતાવેલાછે તે.

## શ્લોક.

**विशुद्धान्वयसंजातोनिवृत्तोमद्यमांसयोः॥**

**द्विजभक्तिवर्णीगवृत्तिसच्छुद्रंपरिकीर्तितः॥**

અર્થ— સુધ ધર્મમાં ચાલતો હોય અને માંસ મદિરા જેણે મુકી દીધુ હોય, બ્રાહ્મણને વિશે જેની ભક્તી હોય, વહેપારથી આજીવીક ચલાવતો હોય નીચ ધંધો ન કરતો હોય, તેને સત શુદ્ર જાણવો એ રીતિ સત શુદ્રનાં લક્ષણ કહ્યા છે. તે કણબી, કાછીઆ, સુતાર ઈત્યાદિ સુધ ધર્મ જે વૈષ્ણવી ધર્મ તે પાળતા હોય, અને વણીક વૃતી તે એની તથા વેહેપાર કરતા હોય અને અભક્ષણ ન કરતા હોય તો તેને વૈસ્ય કહેતાં વાણીઆની બરોબર પંદર રાત્રીનું સુતક ધર્મશાસ્ત્રમાં કહ્યુ છે વળી તીસ શ્લોકી ગ્રંથકારે પણ લખ્યું છે કે

## શ્લોક.

**क्षत्रस्यद्वादशाहानिवैश्यपंचदशैव ॥**

**त्रिंशादिनानीशुद्रस्यतदुर्धन्यायवर्जीनः ॥**

અર્થ—ક્ષત્રીને બાર દહાડા, વૈશ્યને પંદર દાહાડા, શુદ્ર ને એક માસ, પણ ન્યાયમાં વર્ત્તનારો એટલે સુધ ધર્મમાં ચાલનારો એવા જે શુદ્ર જાતી તેને એક માશનું અરધ એટલે પંદર દીવસ સુતક લાગેછે. એ રીતે બધી સ્મૃતિઓમાં કહ્યુંછે માટે સત શુદ્રને વૈશ્ય બરાબર ગણેલાછે.

**સર્વ શાસ્ત્રમાં શ્રેષ્ટ ધર્મ વૈશ્નવ કહેલોછે. (૩૫)**

ઉપદેશ મંત્રે કરીને, આચારે અને સુધતાએ કરીને, સાધને કરીને અને ફળે કરીને એ ચારે વાતથી શીવ, શકિત, ગણપતીના માર્ગ કરતાં વઇશ્નવ માર્ગ ઘણોજ શ્રેષ્ટ છે, એ ધર્મ બ્રાહ્મણને યાદ લેઇને સરવ જાતને ઘણું કરીને પાળવા કહ્યોછે વળી એ ધરમ કર્મ માર્ગથી અને યોગ માર્ગથી અને ગ્નાન માર્ગથી ઘણોજ શ્રેષ્ટછે અને એ સર્વ માર્ગના કરતાં શ્રેષ્ટ ફળને આપનાર્ર છે તે વિશે વિસ્નુ પુરાણમાં કહ્યું છે.

## श्लोक.

गाणपत्येषुशैवेषुतथाशाक्तेषुसुव्रत ॥
सर्वेषुमंत्रमार्गेषुवैष्णवश्रेष्ठमुच्यते ॥
वैष्णवेषुचसर्वेषुकृष्णमंत्राफळाधिका ॥

અર્થ—ગણપતી, શીવજી તથા શકિત એ સર્વના નામ મંત્ર કરતાં વિશ્નુ નામ મંત્ર શ્રેષ્ટછે અને વિશ્નુના નામ મંત્ર કરતાં શ્રી ક્રશ્નનાં નામ મંત્રનું સરવેથી શ્રેષ્ટ ફળ થાય છે. વળી એજ પુરાણમાં કહ્યું છે કે.

## श्लोक.

किंमंत्रैर्बहुभिर्विनश्वरफलैरायाससाध्यैमुखै ॥
किंचिल्लोपाविधानमात्रफलैसंसारदुःखा

वहैः॥ एकमन्त्रापिसर्वमंफत्रळदोल्लोपादिदोषोझिते.॥ श्रीकृष्ण.शरणंममेनिपरमामंत्रावमष्टाक्षरं. ॥

અર્થ—બીજા ઘણા મંત્રોથી નાશવંત ફળ મળે છે તેમ શ્રમ ઘણો તથા જગ્નવડે પણ અખંડ ફળ મળતુ નથી કદાપી તે મંત્રોના ઉચ્ચાર કરવામાં કાનો માત્ર અને બિંદુ અથવા સ્વરનો ફેર બોલવામાં પડી જાય તો ઉલટું ફળ આપે. જેમાં ઈંદ્રે જગ્ન કરયો ત્યારે સ્વરનો ફેર પડવાથી ઈંદ્રનો શત્રુ વૃત્રાસુર જગ્નમાંથી પેદા થયો અને ઈંદ્રને દુઃખ દીધુ એ રીતે વિપરિત ફળ આપે છે માટે સર્વ મંત્ર કરતાં કૃશ્ન મંત્ર શ્રેષ્ટ છે તે એકજ મંત્ર વડે સર્વ મંત્રનું ફળ થાય છે અને જન્મ મરણનું દુઃખ નાશ પામે છે. એ મંત્ર કદી અસુધ ઉચ્ચાર કરે તો પણ સરવ ફળ આપેછે. માટે શ્રી કૃશ્ન શરણ મમઃ એ મંત્ર સરવ મંત્ર કરતા શ્રેષ્ટ છે માટે એ મંત્રનો ઉચ્ચાર કરવો એ રીતે શ્રી હરીનું નામ બીજા દેવતાના નામ મંત્ર કરતાં શ્રેષ્ટ છે માટે ઉપદેશ મંત્ર કરીને પણ વૈસ્ણવ માર્ગ શ્રેષ્ટ છે તેમ સાધન વડે પણ શ્રેષ્ટ છે તે ગીતાજીમાં કહ્યું છે.

## શ્લોક.

सर्वधर्मान्परित्यज्यमामेकंशरणंव्रजः ॥
अहंत्वासर्वपापेभ्योमोक्षयिष्यामिमाशुचः ॥

અર્થ—મારી શરણ વીગરના જેટલા બીજા ધર્મ છે એ સર્વનો ત્યાગ કરીને એક મારીજ શરણે આવતે થકી હું તને સર્વ પાપથી છોડાવીશ. એ વાતનો શોચ તું કંઇ કરીશ નહી, એ રીતે સર્વ ધર્મ કરતાં વૈશ્નવ ધર્મને શ્રેષ્ટતા કહી છે વળી એકાદશ સ્કંધમાં ભગવાને ઓધવજીને કહ્યુ છે તે.

## श्लोक.

मामेकमेवशरणमात्मानंसर्वदेहिनां ॥
याहिसर्वात्मभावेनयास्यसह्येकुतोभयं ॥

અર્થ—સર્વ પ્રાણી માત્રનો આત્મા હું છું માટે મારીજ શરણ સર્વ પ્રાણી માત્રે રેહેવું જોઇએ. એજ સર્વાત્મ ભાવે કરીને તેને હું અભયસ્થાન આપું છું જે થકી કરીને આ જીવને કોઇ દીવસ ભય થાય નહી. એ રીતે સાધને કરીને તથા ફળે કરીને શ્રેષ્ટપણું એક કૃશ્ન માર્ગનેજ કહ્યુ છે વળ પદ્મ પુરાણમાં શીવજીએ પારવતીને કહ્યું છે.

## श्लोक.

ब्रह्माणमिंद्रंरूद्रंचयमंवरूणमेवच ॥
नारायणस्वदामास्तेयेचान्याडस्वमध्यगा
यःपरःपुरूषोविश्नुनारायाणउन्हत ॥
सदाभूतमिदंतस्यब्रह्मद्यासकलंजगत ॥

तस्माद्दासत्वंहरेर्भक्त्याभजेतानन्यमानसा ॥
प्राप्नोतिपरमां सिध्धिंकर्मबंधविमोचनी ॥

અર્થ—બ્રહ્માજી, ઈંદ્ર, રૂદ્ર (માહાદેવજી) યમ, વરૂણ અને બીજા જેટલા દેવતા છે તેટલા તે સરવે હરીના દાશ છે. જે પરમ પુરૂષ વિશ્નું નારાયણ ઇત્યાદિ નામે કરીને કહેવાય છે તેના બ્રહ્માદિક દેવતાઓ દાશ થઇને રહેલા છે. માટે હરીના દાશ થઇને હરીની સેવા ભક્તિ એક ચીતે કરીને કરવી. તે થકી શ્રેષ્ટ ફળ સરવેને મળે છે અને જન્મ મરણના કરમ બંધ નથી તેને હરીનું દાસ્યપણું છોડાવે છે એ રીતે સાધન અને ફળે કરીને વૈશ્નવ માર્ગ સર્વ માર્ગ કરતાં શ્રેષ્ટ છે. અને એ ધર્મ નિરહિંસક છે ને દયા સહિત છે. સર્વ પ્રાણી માત્રમાં ભગવાન બીરાજે છે માટે કોઈ પણ નાના મોટા પ્રાણીની હિંશા કરવી નહી. એ રીતે ભક્તિ માર્ગવાળાને જ્ઞાન રાખવું કહ્યું છે માટે જ્ઞાને કરીને વૈશ્નવ માર્ગ શ્રેષ્ટ છે. વળી એ માર્ગમા અભક્ષ અને મદીરાપાન (દારૂ)નો નિષેધ છે માટે આહારે પણ એ માર્ગનો શુધ છે. તેમ શ્રુતી સ્મૃતી પ્રમાણે ક્રિયા આચાર અને સુધતા રાખવાની કહીછે માટે ક્રિયા પણ સુધ છે. એ રીતે સરવ વૈશ્નવ માર્ગમાં કહીછે, તેવી બીજા માર્ગમાં નથી શાવશક્તી માર્ગમાં અભક્ષ મદીરાપાનછે તે ભાગવત ચતુર્થ સ્કંધના બીજા અધ્યાયમાં બતાવેલું છે તે

### શ્લોક.

नष्टशौचामूढधीयोजटाभस्मास्थिधारिणः ॥

त्रिशांतुशिवदिक्षायांयत्रदैवंसुरासचम ॥

માટે આ સ્લોક ઉપરથી સાફ માલમ પડેછે કે તે માર્ગમાં આહાર પણ અસુધછે અને ફળમાં પણ બહુજ ફેરછે કેમકે શીવના ભક્તિ કરનારા કૈલાશને વિષે જાયછે. પણ વઇસ્ણવ માર્ગમાં તો બધી તરફની મુધતાછે માટે વઇસ્ણવ માર્ગ સર્વ માર્ગ કર્તા શ્રેષ્ટછે માટે બ્રાહ્મણોને પણ તેજ ધર્મનું આચરણ કરવાનું કહ્યુંછે પણ કેટલાક બ્રાહ્મણો શાસ્ત્રના મરમને બરોબર સમજ્યા શીવાય તેવા બીજાના ધર્મનું આચરણ કરેછે પણ વેદ સ્મૃર્તી તથા પુરાણોમાં તો બ્રાહ્મણોને એજ ધર્મ પાળવો કહેલો છે સ્મૃર્તીમાં કહ્યુંછે.

## श्लोक.

जन्मनाजायतेशुद्रसंस्कारात्द्विजउच्यते ॥
वेदाध्ययांभवेत्विप्रोःब्रह्मजानातिब्राह्मण ॥

અર્થ—બ્રાહ્મણનો છોકરો જન્મે ત્યારે શુદ્ર કહેવાય છે જનોઈ પેહેરે ત્યારે દ્વિજ કહેવાયછે, અને વેદ ભણે ત્યારે વિપ્ર કહેવાય છે. ભગવાનના સ્વરૂપને જાણે ત્યારે બ્રાહ્મણ કેહેવાય. ભગવાનનું સ્વરૂપ જાણ્યા વગર તેનામાં બ્રાહ્મણપણું આવતું નથી, હાલમાં કેટલાક બ્રાહ્મણો એમ કહેછે કે બ્રાહ્મણે તો ફકત ગાયત્રી મંત્રનોજ ઉપદેશ લેવો બીજા કોઈ મંત્રનો ઉપદેશ લેવા નહી તે ઉપર ગઉતમ રૂષીનું વચન.

## श्लोक.

सर्वेसाक्तादिक्षाजाजात्यानशैवानचवैष्णवा॥

यस्माद्रुपासतेनित्यंगायत्रींवेदमातरं ॥

અર્થ—સરવ દ્વિજ જાતીછે તે સાકતછે એટલે ગાયત્રીના ઉપાશકછે. શાવ તથા વીશ્નુના ઉપાશક નથી માટે દ્વિજ જાતીને વેદની માતા જે ગાયત્રી તેનીજ ઉપાસના કરવી. એ રીતે એ સ્લોકમાં કહ્યુંછે. માટે બ્રાહ્મણોને માત્ર ગાયત્રીની ઉપાસના કરવી એ રીતે કેટલાક બ્રાહ્મણો કહેછે પણ એ સ્લોકમાં શું હારદછે તે હારદ તેઓ સમજતા નથી, માટે તેનો ખુલાસો હું કરૂછું, વેદ તથા ગાયત્રીની ઉત્પતિ ભગવાનથી થઈછે. એ રીતે વેદ શાસ્ત્રમાં કહ્યુંછે માટે ગાયત્રી એ શ્રી હરીનાં વચનછે. માટે વચનને માનવું અને વચનના કહેનાર જે શ્રી હરી તેને ન માનવું એ વાત કહેવી મુરખાઈ ભરેલી છે. વળી ગાયત્રીના મંત્રમાં શ્રી હરીનું ધ્યાન કરવાનો ઉપદેશ કહેલોછે, તે ઉપદેશના વચનને શ્રેષ્ટ ગણવું અને જેનું ધ્યાન કરવાને ગાયત્રી કહેછે તેને ન માનવું એ સમજવું પણ અજ્ઞાન ભરેલુંછે. ગાયત્રી ત્રીગુણાત્મક સ્વરૂપછે તેમાં શીવ, બ્રહ્મા અને વિશ્નુ એ ત્રણે પુરૂષ બ્રહ્મના ગુણાવતાર તેનું ધીયાનછે તે સરવે બ્રાહ્મણ કરેછે. માટે ગાયત્રીની જુદી ઉપાસના કરવાનું ગાયત્રીમાં છેજ નહી. એ ત્રણે દેવતાઓના ઉપાસનાં કરવાનો ગાયત્રી ઉપદેશ કરેછે વેદમાં વેદમંત્ર ઉચાર કરવાની એવી રીતછે કે પહેલે શ્રી હરીના નામનો ઉચાર કરીને પછી ઉકારનો ઉચાર કરવો કહ્યોછે કેમકે ઉપકારનું મુળ શ્રી હરીછે. શ્રી હરીના નામ મંત્રનો ઉચ્ચાર કર્યા વગર ઉકાર તથા બીજા વેદ મંત્ર ભણે તો તે મંત્ર ભણવાનું ફળ નિષ્ફળ થાયછે. તેમજ વેદ માત્રે કરીને જગન કરેછે તે જગ-

ન કરી રહ્યા પછી શ્રી હરીના નામનું ઉચ્ચાર કરીને શ્રી હરીની સ્તુતી કહેછે કે આ જગનમાં જે ચુક પડી હોય તેથી જગન કરવું નિસ્ફળ થાય તે તમારા નામ મંત્રથી સંપુરણ થાઓ એ રીતની પ્રાર્થના શ્રી હરીની કરેછે તેથી જગનની તથા જગનના ફળની પરીપુર્ણતા થાયછે. તે શ્રી ભાગવત વિશે બતાવ્યું છે.

## श्लोक.

मंत्रतंत्रस्तच्छिद्रंदेशकालार्हवस्तुत ॥
सर्वंकरोतिनिश्छिद्रंनामसंकिर्तनंस्तव ॥

અર્થ—વેદમંત્ર તથા તંત્રાદીક વિશે કહેલા સરવે મંત્રોમાં અપુર્ણતા રહેલીછે. કેમકે તે મંત્રના ઉચ્ચાર કરવામાં કદાચ જરા ફેર પડે તો તે જગનનો ભાગ દેવતા ગ્રહણ કરે નહી તેથી જગન કરનારને કાંઇ ફળ થાય નહી ને ઉલટો ઉચ્ચાર કરવાથી ઉલટુ ફળ મળેછે, માટે મંત્ર તંત્ર સદોશછે. જે ઠેકાણે જગન કરે તે ઠેકાણે મ્લેચ્છનો વાસ હોય, કદાચ કુતરાં વગેરે અપવીત્ર જીવ ત્યાં બેસતા હોય તો તે ઠેકાણું પણ સદોશછે કદાચ કાળ પણ અસુધ હોય, જે નક્ષત્રમાં અને જે યોગ્યમાં જગન કરવું કહ્યુ હોય તે વખત જોતિષમાં સ્થુલ માને કરીને હાથ આવે કે ન આવે વળી જગનની સંસ્કૃત વસ્તુઓમાં અસંસ્કૃત વસ્તુ મળી જાય અથવા તેને શુદ્રાદીકનો સ્પર્શ થાયતો તે વસ્તુ અપવિત્ર થાય તેથી તે અપવિત્ર વસ્તુનો ભાગ દેવતા ગ્રહણ કરે નહી તેથી તે જગન કરનારને ફળ પ્રાપ્ત થાય નહી. તેમ વળી જગન કરનાર તથા કરાવનાર પણ શુદ્ધ જોઈએ તેમાં વળી જગન કરાવનાર કીયા શુદ્ધ કરાવનાર ન જાણતો હોય અને મંત્રનો ઉચ્ચાર શુધ

કરી ન જાણતો હોય તો પણ જગનનું ફળ નિશ્ફળ જાય. આવી ઘણી અડચણોથી જગનપરીપુર્ણ થતો નથી એટલા સારૂ શ્રી હરીનું નામ ઉચ્ચાર કરેછે. તે ઉચ્ચારથી જગન સંપુરણ થાયછે કેમકે હરીનું નામ નિરદોશછે. માટે આ સ્લોકમાં કહ્યુ કે મંત્ર તંત્ર તથા દેશ કાળ તથા પુજાની વસ્તુઓ એ સરવે દોશ સહિતછે તે સરવેને નિરદોશ કરનાર એક તમારૂં નામછે એરીતે કહ્યુ. માટે એવુ જે શ્રી હરીનું ફળ રૂપ નામ મંત્ર તે મંત્રનો ઉચ્ચાર ન કરવો એવું જે લોકોનું બોલવું છે તે વેદ શાસ્ત્રથી ઉલટું અને દોશ ભરેલુંછે. તે નિરદોશ મંત્રનો ઉપદેશ અસંપ્રદાયછે, વળી આચરણમાં સુગમ અને નિરદોશ છે અને સરવથી ઉત્તમ ફળને આપનારો પણ આ ધરમછે માટે સરવ માણસોએ અસુર લોક અને અન્યમારગી લોકો ના બોલવા ઉપર લક્ષ દીધા શિવાય વર્ણાશ્રમ ધરમને માનવો.

એ વિશે ગીતામાં ભગવાને અરજુન પ્રત્યે કહ્યુંછે તે ૭ મા અધ્યાયનો ૨૩ મો સ્લોક ને ૮ મા અધ્યાયનો ૧૬ મો.

## श्लोक.

देवान्देवजोयांतिमभ्दाक्तायांतिमामपि ॥
आब्रह्मभुवनाल्लोकाःपुनरावर्तिनोर्जुन ॥
मामुपेत्यतुकौंतेयपुनर्जन्मनाविद्यते ॥

અર્થ—હે અરજુન દેવતાના જે ભક્ત છે તે દેવતાઓને પામેછે ને મારા ભક્ત મને પ્રાપ્ત થાયછે ॥ ૨૩ ॥ આ બ્રહ્માંડમાં બ્રહ્મ લોક સુધી જીવ ઉંચો જાય તો પણ તે પાછો જન્મ મરણ પામે

છે પણ હે અરજુન જે જીવ મને પ્રાપ્ત થાય છે તે ફરી જન્મ પામતા નથી વળી ભાગવતમાં ૧૧ મા સ્કંધના ૫ મા અધ્યાયનો

## श्लोक.

घोरेकलियुगेप्राप्तेसर्वधर्मविवर्जिते ॥
नारायणपरासर्वेतेकृतार्थनसंशयः ॥

અર્થ—ઘોર કળીયુગ પ્રાપ્ત થાયછે તે જીવ સરવ ધરમ થકી વિવરજીત થશે તેમાં જે જીવ ભગવાનને શરણ થશે તે જીવ કૃતાર્થ થશે એમાં સંશય નથી.

### હરિનાં જન્મ ચરિત્ર ગાવા વિશે. ( ૩૬ )

કેટલાક લોકો કહે છે કે વલભી મારગવાળા હરીના સણગાર રસનાં પદ ગાય છે તેથી મોટી અનીતી પેદા થાયછે પણ એમ ન સમજવું. હરીના જેટલી લીલાછે તે હરીની પ્રાપ્તી કરાવનારી છે વળી ગીતાજીના ૮ મા અધ્યાયમાં ભગવાને કહ્યુ છે કે

## श्लोक.

जन्मकर्मचमेदिव्यंएवंयोवेतितत्वतः ॥
त्यक्तोदेहंपुनर्जन्मनैतीमामेतिसोर्जुन ॥

અર્થ—મારા જન્મ ચરિત્ર સરવે અલૌકીકછે તેને જે સાર રૂપ કરીને જાણે છે અને ગાય છે તે પુરૂષ દેહ છોડ્યા પછી પાછા જન્મ પામતા નથી, મનેજ તે પામે છે એ રીતે ભગવાને કહ્યુ છે

તે છતાં અજ્ઞાની લોકો એમ કહે છે કે એ લીલા અનીતી પેદા કરનારી છે તેથી જેનો જેવો ભાવ તેવું તેને ફળ થાય છે વળી એ વિશે ગરૂડ પુરાણમાં કહ્યુ છે કે

## श्लोक.

याद्रकूचितप्रातितीस्याततादृककर्मफलंनृ
णां ॥ परलोकेगतीस्तादृकसुचिसुत्रविचारणा ॥१॥

અર્થ—જેવો જીવનો વિશવાસ તેવું તે કરમ ફળ મળે છે અને પરલોકમાં પણ તે તેવું ફળ પામેછે જેમ સુત્રમાં અક્ષર જે પ્રમાણે છે તે પ્રમાણે અર્થ પણ તેનો તેવોજ છે એરીતે જેવા ભાવ તેવુ ફળ પ્રાપ્ત થાય છે એ માટે હરીના લીલા જેવા ભાવથી ગાય તેવું ફળ તેને મળે છે તથા ઉપવાસના વાદ.

પરબ્રહ્મથી શિવની ઉત્પત્તિ છે તે વિશે
પ્રમાણ વેદની સૃતિ.

## श्लोक.

एकएवंनारायणसोन्नोब्रह्मानेशानःनेमेद्यावा
पृथिवीनारायणात्ब्रह्माजायतेनारायणात्रु
द्रोजायतेनारायणातप्रजापाति.प्रजायते ॥

અર્થ—પ્રથમ આદી કાળને વિશે એકજ નારાયણ હતા તે

વખત બ્રહ્મા અને શિવ પણ નહોતા પૃથ્વી અંતરિક્ષ નહોતુ બીજા કાળ વિશે નારાયણ સ્વરૂપથી થકી બ્રહ્મા ઉત્પન્ન થયા છે. તથા નારાયણ સ્વરૂપ થકી રૂદ્ર ( માહાદેવજી ) ઉત્પન્ન થયા છે, અને પ્રજાપતિનો મરિચ્યાદિ પણ નારાયણથી ઉત્પન્ન થયા છે. વળી ભારતના અશ્વમેધ પરવતમાં ભગવાને પાંડવ પ્રત્યે કહ્યું છે તે

## श्लोक.

रूद्रःसमाश्रितादेवारूद्रोब्रह्माणमाश्रित
ब्रह्ममामाश्रितोनित्यंनाहंकश्चिदुपाश्र
येत् ॥१॥ ममाश्रयोस्तुनकाश्चितसर्वे
षामाश्रयोह्युयं ॥ इदंरहस्यंकौंतियप्रोक्त
वानहमव्यय ॥ २ ॥

અર્થ—સર્વ દેવ રૂદ્રના આશ્રિતછે ને રૂદ્ર બ્રહ્માના આશ્રિતછે. ને બ્રહ્માને નિત્ય મારો આશ્રયછે. હું કોઇનો આશ્રીત નથી, સર્વ દેવતા અને પ્રાણી માત્રને મારો આશ્રયછે એ તને મેં ગુપ્ત તત્વ કહ્યું. આ પરથી સર્વ દેવના દેવ ભગવાન છે

વળી કળજુગમાં જે સાત્ય પુરૂષ કહેવાય છે તેજ વિશેષ કરીને મુરખ હોય છે. કેમકે આ યુગમાં તમો ગુણને મુખ્યતાછે. તેથી તમે ગુણ પ્રેરીત જે શાસ્ત્ર તેની પ્રવર્તિ વિશેષ છે. તે વિશે પદમ પુરાણના ઉત્તર ખંડમાં કહ્યું છે કે દૈત્યો જ્યારે વેદ માર્ગમાં

પ્રવર્ત્ત થાય ત્યારે દેવતાઓથી વિરૂધ આચરણ કરવા લાગ્યા. અને વરદાન પામીને દેવતાઓને દુઃખ દેવા લાગ્યા. એ પ્રમાણે દેવતાઓને દુઃખ પામતા જાણીને શ્રી ભગવાન શ્રી માહાદેવજી તે કૈલાસમાં સિદ્ધવટ નિચે સમાધીમાં આજ્ઞા કરી તે.

## श्लोक.

त्वंचरूद्रमहाबाहोमोहनार्थंसुराद्विषा ॥
पाषंडाचरणंधर्मंकुरूष्वसुरसत्तम ॥१॥
तथापाशुपतंशास्त्रंत्वमेवकुरूसत्तम ॥
कंकाळशैवपाषंडमाहाशैवादिभेदत ॥२॥
अपलक्ष्यमतंसम्यक्वेदबाह्याद्विजाधम ॥
भस्मास्थिधारिण:सर्वेभविस्यंतिनसंशाय॥

અર્થ—હે રૂદ્ર. હે દેવતાઓમાં શ્રેષ્ટ હે મોટા સમર્થ વાળા તમે દૈત્યોને મોહ કરવાને વાસ્તે પાખંડ ધર્મનું આચરણ કરો. ॥ ૧ ॥ પાશુપાત, કંકાળે, શૈવ, મહાશૈવ એ શાસ્ત્ર તમે કરો. ॥ ૨ ॥ એજ શાસ્ત્ર જે બ્રાહ્મણ રૂડે પ્રકારે જોશે. તે વેદથી વિરૂધ આચરણ કરશે. ભસ્મ, અસ્થિ (હાડકાં) ને ધારણ કરશે મારાથી વિમુખ થશે એમાં સંસય નથી. ॥ ૩ ॥ વળી ભાગવત ચતુર્થ સ્કંધના બીજા અધ્યાયમાં સરવ રૂષીભગ્વાદીક જે ભગવાનની (વિભુત છે તેમણે શ્રી માહાદેવજીને શ્રાપ દીધો તે શ્લોક ૨૬—૨૭—૨૮

## श्लोक.

तस्यैवंददतःशापंशुत्वाद्विजकुळायवै ॥
भृगुःप्रत्यसृजच्छापंब्रह्मदंडंदुरत्ययं ॥२६॥
भवव्रतधरायेचयेचतानसमनुव्रताः ॥
पापंडीनस्तेभवंतुसच्छास्त्रपरिपंथिन ॥२७
नष्टशौचामूढधियोजटाभस्मास्थिधारिणंः ॥
विशंतुशिवदिक्षायांयत्रदैवंसुरासवत ॥२८॥

અર્થ—બ્રાહ્મણને દંડ દેવા કરી તેનું નિવારણ ન થાય એવા ભૃગ્વાદીક પ્રત્યે શ્રી મહાદેવજીના ગણ નંદિશ્વરે શ્રાપ દીધો. તે બ્રહ્માણના કુળને શ્રાપ સાંભળીને શ્રી માહાદેવજી પ્રત્યે શ્રી ભૃગ્વાદિકે શ્રાપ દીધો ॥ ૨૬ ॥ શીવનું વ્રત ધારણ કરનારા અને તેને અનુસરીને રહે છે તે પાખંડી થાઓ. સત્ય શાસ્ત્ર જે વેદ ગીતા અને ભાગવત તેનાથી વિમુખ થાઓ. ॥ ૨૭ ॥ મુઢ બુદ્ધિવાળા જટા, ભસ્મ, અસ્થિ ધારણ કરનારા, ક્રિયાચાર રહિત અને જ્યાં મુખ્ય કરીને મદિરા પાન છે એવા શીવ દીક્ષા વાળા થાઓ એ શ્રાપ સરવે બ્રાહ્મણોઅને ભૃગુ ૠષીએ મળીને દીધો. તે વિશે ગીતાજીમાં ભગવાને અરજુન પ્રત્યે કહ્યું છે તે દસમા અધ્યાયનો ૨૪ મો શ્લોક તથા ભગવાને ઉધવજીપ્રત્યે કહ્યુંછે તે ભાગવત ૧૧ મા સ્કંધના ૧૬ મા અધ્યાયનો ૧૪ મો

## श्लोक.

महार्षिणांभृगुरहं ॥ इतिवाक्यात्

અર્થ—મોટા રૂષીઓમાં ભૃગુ રૂષી છે તે મારૂ સ્વરૂપ છે તે માટે તેમનો શ્રાપ આપેલો વ્યર્થ ન જાય એમ શાસ્ત્ર કહે છે તે માટે શિવજીએ અગ્નિ પુરાણમાં મારણ, મોહન ઉચ્ચાટણ, વશીકરણના અનેક મંત્ર, તંત્ર ઔષધ કહ્યા છે તથા ૫૬ તંત્ર કર્યા છે તે માર્ગમાં ઘણા બ્રાહ્મણ પ્રવૃત્ત થયા. પોતે પણ સંકરાચાર્ય થઇને શીવ માર્ગ પ્રગટ કરેલા છે. તે મારગનું એ શૈવી બ્રાહ્મણ આચરણ કરતા તેથી શાસ્ત્રમાં તેમને વિશ્વાસ નથી તે સરવે શાસ્ત્ર જુઠાં માને છે તે સારૂ મીતાક્ષરાના ૮ મા અધીયાય પાશુપત તથા શૈવીને અડવાથી લુગડાં સહિત સ્નાન કરવાનું લખ્યું છે તે.

## श्लोक.

शैवान्पाशुपतानस्पृष्ट्वालोकायांतिच नास्तिकान् ॥ विकर्मस्थान्द्विजानाशुद्रा नुसवासाजळमाविशेत ॥

અર્થ—શૈવી, પાશુપત, સેવડા જૈન મારગી, કરમ ન કરતો હોય એવો બ્રાહ્મણ, શુદ્ર ( ભીલ, પારશી ઇત્યાદિ ) ને અડતાં વસ્ત્ર સહિત સ્નાન કરવું પડે એમ ધરમ શાસ્ત્રમાં કહ્યુંછે. તેથી એવા બ્રાહ્મણ કળીયુગમાં પ્રગટ થયા ને તે શક્તિ માર્ગમાં પ્રવર્ત થયા. જે મા-

ગેમાં મદિરા પાન ન ખાવાનું આવું કરે છે, માટે શ્રી ગીતાજીમાં ભગવાને અરજુન પ્રત્યે કહ્યું છે તે ૧૭ મા અધ્યાયનો ૪ થો.

## श्लोक.

यजंतेसात्विकादेवानयक्षरक्षांसिराजसा ॥
प्रेतानभुतगणान्श्चान्येयजंतेतामसाजना ॥

અર્થ—સાત્વિક જે પ્રાણી છે તે સાત્વિક દેવ વિશ્નું નારાયણની ઉપાસના કરે છે. રાજશી પ્રાણીછે તે યક્ષ, રાક્ષસ એની ઉપાસના કરે છે, તામસી પ્રાણી જે છે તે ભુત, પ્રેત, ગણ અને બીજા ભ્રષ્ટ દેવની ઉપાસના કરેછે. વળી શ્રી ગીતાજીના સાતમા અધ્યાયના ૧૪ મા શ્લોકમાં ભગવાને અરજુન પ્રત્યે કહ્યું છે તે.

## श्लोक.

मममायादुरत्यया ॥

અર્થ—આ મારી માયા છે તે દુર્ઘટ એટલે જેનો પાર ન પમાય એવીછે. એ રીતે સર્વનું મુળ હરીછે, તેથી સર્વ દેવતાઓમાં પ્રભુનો અંશછે તથાપિ શીવ, બ્રહ્મા વિગેરે દેવોથી મોક્ષ આપી શકાતો નથી તે વિશે પ્રથમ સ્કંદ ભાગવતના બીજા અધ્યાયમાં ૨૩ મા શ્લોક વિશે કહ્યું છે તે.

## श्लोक.

श्रेयासितत्रखलुसत्वतनोर्नुणास्युः॥ इति

અર્થ—શિવ બ્રહ્માથી મોક્ષ ન થાય, વિશ્નુથીજ નિશ્ચે કરીને મોક્ષ છે.

કોઈ પુરાણમાં પ્રભુ વિના અન્ય દેવતા દ્વારા પ્રભુને પામવાનો મોક્ષ કહ્યો નથી. પણ બીજા અવતારાદિકને વિશે પણ સર્વ દેવતાઓએ પ્રભુનો આશ્રય લીધોછે એવું પ્રતિપાદન કરેલુંછે તેનેજ વાસ્તે દસ્મ સ્કંધમાં ત્રણ દેવની પરિક્ષા કરીછે. એ રીતે સર્વ મોક્ષ આપનાર એક પ્રભુ શિવાય બીજુ કોઈ નથી. આ રીતે વેદ સીદ્ધ તથા પ્રતક્ષ પ્રમાણથી ફકત પ્રભુનીજ ઉપાસના કરવાની કહી, બીજા દેવતાઓની ઉપાસનાથી લૌકીક ફળ તથા દેવની મોક્ષ મળે એમ ગીતામાં ભગવાને કહ્યું છે તેનો ૭ મા અધ્યાયનો ૨૩ મો.

## श्लोक.

देवान्देवयजोयांतिमद्भक्तायांतिमामपि ॥

અર્થ—દેવતાઓને ભજવાવાળા દેવતાઓને પામેછે ને મારા ભક્ત મને પામેછે. કદી અભેદ દ્રષ્ટી રાખીને ભજે તે અક્ષરમાં લીન થાય, પરંતુ પુર્ણ બ્રહ્મની પ્રાપ્તી થાય નહી. વળી આ કળજુગમાં અભેદ દ્રષ્ટી થવી ઘણી કઠણછે બીજા દેવતાના ભજવા વાળાછે તેમની પ્રીતી મારા ભજન ઉપર ચોટતી નથી. એ વિશે ગીતાજીમાં ભગવાને કહ્યુંછે તે ૭ મા અધ્યાયના ૨૧—૨૨—૨૩ મા

## श्लोक.

योयोयांयांननुंभक्तःश्रद्धयाचिंतुमिच्छति ॥
तस्यतस्याचलांश्रद्धातामेवविदधाम्यहं २१

सतयाश्रुद्धआयुक्तस्तस्याराधनमीहते
लभतेचततःकामान्मयैवविहितान्हितान् ॥
अंतवंतुफलंतेषांतद्भवत्यल्पमेधसां ॥
देवान्देवयजोयांतिमद्भक्तायांतिमामपि २३

અર્થ—હે અરજુન જે દેવતાના ભક્ત છે તે શ્રદ્ધાએ કરીને તેમનું પુજન કરેછે તે જીવની અચળ શ્રદ્ધા હું તેદેવને વિશે વધારૂછુ. ॥२१॥ અને તે શ્રદ્ધાએ કરીને તેમનુજ પુજન કરેછે તેથી તેમને તે દેવતા દ્વારા તેમના હિતકારી એવી યોગ્ય કામના હુંજ આપુછું. ॥ २२ ॥ પરંતુ પરીણામે તે ફળનો નાશ થાયછે. એવા અલ્પ બુદ્ધિ જીવ દેતાઓને ભજેછે તેથી તે તેમને પામે છે ને મારા ભક્ત મને પામે છે ॥ २३ ॥ વળી હરિત સ્મૃતિ વિશે કહ્યું છે તે.

श्लोक.

गवांत्यक्त्वाविमुढात्मागर्धवींवदंतेयथा ॥
तथाहरिंपरित्यज्ययोन्यदेवमुपासते ॥

અર્થ—જેમ ગાયનો ત્યાગ કરીને ગધેડીને નમેછે. તે રીતે હરીનો ત્યાગ કરીને બીજા દેવની ઉપાસના કરતા વાળા જાણવા વળી પાંડવ ગીતામાં કહ્યું છે તે.

## श्लोक.

वासुदेवंपरित्यज्ययोन्यदेवमुपासते ॥

तृषिताज्ञान्हवीतीरेकुपंखनातिदुर्मतिः ॥

અર્થ—જે ભગવાનનું સેવન મુકીને બીજા દેવને પુજેછે તે જેમ ગંગાજળ વહેતું મુકીને કુવો ખોદાવી પાણી પાવાની ઈચ્છા કરેછે તેવાછે. વળી સિદ્ધાંત વિષે બત્રીસ અપરાધમાં લખ્યું છે તે.

## श्लोक.

कंबळावरणंचैवपरनिंदापरस्तुती ॥

अश्लीलभाषणंचैवअधोवायुविमोक्षणं॥१॥

शक्तीगणोपचारश्चअनिवेदितभक्षणं॥२॥

અર્થ—પ્રભુ સન્મુખ કાંબળી પેહેરે, પરનિંદા, પરસ્તુતિ કરે ભાષણ કરે, વાયુ છોડે ॥ ૧ ॥ શક્તિ, ગણપતીનું પુજન કરે તથા ભગવાનને સમર્પ્યા વગરનું ખાય તેને પાપ લાગેછે, ॥ ૨ ॥ વળી પુજનના મંત્રમાં કહ્યુ છે તે.

## श्लोक.

अन्यथाशरणंनास्तित्वमेवशरणंमम ॥

અર્થ—(દેવતાના ભક્ત દેવતાનું પુજન કરતી વખત) મને બી-

જા કોઈનું શરણ નથી. મારે તમારૂંજ શરણછે. એ રીતે જુદા જુદા દેવની પુજા વિશે એ મંત્ર ભણેછે. તે વ્યભિચારી ભકિત કરેછે, તેથી કોઇ દેવ તેને પ્રસંન થતા નથી. શાસ્ત્રમાં અનન્ય ભકિત થએથી દેવતા ફળ આપેછે એમ ભગવાને કહ્યુ છે તે શ્રી ભાગવત ૯ મા સ્કંધના ૪ થા અધ્યાયનો ૫૮ મો.

सतूस्त्रियःसत्यातिंयथा

અર્થ—જેમ પતીવ્રતા સ્ત્રી એક પતીને ભજેછે તેમ દુર્વાસા ભક્ત મને ભજેછે. વળી શ્રી ગીતાજીમાં ભગવાને કહ્યુ છે તે અગીઆરમા અધ્યાયનો ૫૪ મો.

श्लोक.

भक्त्यात्वनन्ययाशक्यअहमेवंविधोर्जुन ॥

અર્થ— હે અરજુન આ મારૂં સ્વરૂપ અનન્ય ભકિતએ કરીને જાણ્યું જાય એવુંછે. વળી પ્રલાહદ સંહિતામા કહ્યુ છે તે.

श्लोक.

अन्यासक्तायथारामाक्रीडतेस्यपतिप्रतिं ॥

तथैवभावदेवेशोभक्तिनोनैवगृह्यते ॥

અર્થ—જેમ વ્યભિચારણી સ્ત્રી બીજા વિશે આશક્ત છે તે પોતાના ધણી સાથે ક્રિડા કરે તે રીતે બીજા દેવને ભજવાવાળાનો

ભાવ ભગવાન વિશે જાણવો. એ ભક્તિ ભગવાન વિશે જાણવો. એ ભક્તિ ભગવાન ગ્રહણ કરે નહી વળી ધ્રુવ પંચ રાત્રીમાં કહ્યુ છે તે.

## श्लोक.

यावदन्याश्रयस्तावद्भगवानपितंजनं ॥
विलोकयेन्नदययाह्यनन्यभक्तवत्सल.॥

અર્થ—જ્યાં સુધી જીવોને બીજા દેવતાઓનો આશ્રયછે ત્યાં સુધી ભગવાન તે જીવ ઉપર કૃપા કરતા નથી, આપ તો અનન્ય ભક્તિના પ્રતિપાળછે. આ તથા ઈત્યાદિ વાક્યથી એવું સિદ્ધ થાય-છે કે ભગવાન વિશે અનન્ય ભક્તિ વિના ભગવાનની પ્રાપ્તી નહી થાય, અને દેવતાઓની પ્રાપ્તી પણ દેવતાઓને નહી થાય. માટે વ્ય-ભિચારી ભક્તિ છોડીને એક ભગવાનનીજ ભક્તિ કરવી એવું બધા શાસ્ત્રમાં કહ્યુછે. તે સમજ્યા વીગર બીજા દેવોની અનન્ય ભક્તિ કર-તાં તે દેવોના મોક્ષ મળે પણ ભગવાનની પ્રાપ્તી થાય નહી. માટે અન્ય દેવતાઓને ભજવા કરતાં શ્રી ભગવાનનીજ ભક્તિ કરવામાં બહુજ ફળ છે. માટે આપણે એક ભગવાન જે શ્રી કૃષ્ણ તેમને ભજવા."

---

### વ્રત વિશે. ( ૩૮ )

એકાદશી વિશે ભવિષ્ય પુરાણમાં કહ્યુ છે તે.

## श्लोक.

अरुणोदयकालेतुदशमीयदिदृश्यते ॥

सा विद्धैकादशीतत्रपापमूळमुपोषणं ॥

અર્થ—અરૂણોદય સમયે એટલે ચાર ઘડી પાછલી રાત્રી હોય તે સમે દશમ હોય તો તે એકાદશી દશમી વિદ્ધા કહીએ તે એકાદશી પાપનું મુળછે માટે કરવી નહી. વળી ગરૂડ પુરાણમાં કહ્યુ છે તે.

श्लोक.

दशमीवेधसंयुक्तोयादिस्यादरूणादयः ॥

नैवोपोष्यंवैष्णवेनतद्धैकादशीव्रतं ॥

.અર્થ—જો અરૂણોદય સમયે દશમનો વેદ આવે તો તે દીવસ અગીઆરસનો ઉપવાસ વઇશ્નવે ન કરવો, એ પ્રમાણે બહુ પુરાણમાં કહેલું છે, પણ ગ્રંથ વધી પડવાના સબબથી દાખલ થઇ શકયા નથી. આ કળજુગમાં ૫૬ નો વેધ એટલે ૫૪ ઘડી ૫૯ પળ દશમ હોય ત્યાં સુધી બીજે દીવસ અગીઆરસ કરવી અને ૫૫ ઘડી દશમ થઇ ત્યાર પછી અને તે ઉપરાંત જે હોય તે છપન ઘડી જાય છે. માટે ૫૬ ઘડી (પાછળ લખ્યા પ્રમાણે ૫૫ ઘડી અથવા તે ઉપરાંત )દશમી હોય તો તેને બીજે દીવશે અગીઆરસ ન કરવી. અને શીવ ધરમવાળા બ્રાહ્મણો દશમી વીદ્ધા એકાદશી કરે છે પણ તે એકાદશી કરવાથી વરતનું ફળ નાશ પામેછે માટે કોઇ માણસે દશમી વીદ્ધા એકાદશી કરવી નહી હવે વિરનુ એ પાંચ નિચે લખેલાં વ્રત કરવાં. તે પદમોતર ખંડના દવારકા મહાત્મ સમાપ્તિનો.

## श्लोक.

गोविंदंपरमानंदंमाधवंमधुसुदनं ॥
त्यक्त्वानैवविजानातिपातिव्रत्यव्रतस्यच ॥
कृष्णजन्माष्टमीरामनवम्यंकादशीव्रतं ॥
वामनद्वादशीतद्वनृहरेस्तुचतुर्दशी ॥२॥
विश्णुपंचकमित्येवंव्रतंसर्वाधनाशनं ॥
नित्यंनैमित्तिकंकाम्यंविश्णुपंचकमेवहि ॥
नत्याज्यंसर्वथाप्राज्ञैरनित्यंसर्वथात्रगु: ॥४॥

અર્થ—ગોવિંદ, પરમાનંદ, માધવ, મધુસુદન; એવા જે ભગવાન તેમનાં વૃત ત્યાગ ન કરવાં. પતિવૃતા સ્ત્રીના સરખું ભગવદ ભગતને એ વૃત છે. ॥ ૧ ॥ કૃશ્ન જન્માષ્ટમીર રામનુમ, ૩ ચોવીશ એકાદશી મળી એક વૃત, ૪ વામન દ્વાદશી, ૫ નૃસિંહ ચૌદસ ॥૨॥ એ પાંચ વૃત વિશ્નુ સંબંધીછે, તથા સરવ પાપ દુર કરવા વાળાંછે, માટે તે પાંચે વરત વૈશ્નવે કરવાં તે શાવાય બીજાં વરત જેવાં કે શિવરાત્રી દેવીનાં નવરાત્ર, ગણુપતી ચોથ ઈત્યાદી અન્ય દેવનાં વરતછે તે અનિત્ય છે. તથા નક્ષત્ર પ્રધાનમાં ઉદયાત તિથી મુકીને વરત કરે, તો તે વરત સકામછે. એવાં અનિત્ય વરત તથા સકામ

વરત નિરેકામ ભકતને ન કરવાં. ॥ ૩ ॥ આ દેહ સરવથા અનિત્ય (નાશવાન, ક્ષણભંગુર) છેમાટે વિવેકી પુરૂષે ઉપરનાં પાંચે વરત સમજવાં નહી.

એ પાંચે વરતમાં એકાદશી વરત દશમીવિદ્ધા ન કરવાનું કહ્યું છે. તે શિવાય બાકીના ચાર વરતમાં જન્માઅષ્ટમી સપ્તમી વિદ્ધા ન કરવી, રામ નવમી અષ્ટમી વિદ્ધા ન કરવી, અને વામનદ્વાદશી તથા નૃસિંહ ચૌદશ ઉદ્યાત તિથીમાં કરવામાં કહ્યુંછે તે વિશે સ્કંધ પુરાણે.

## શ્લોક.

सकळापिसऋक्षापिनवमीसंनुतापिच ॥
जन्माष्टमीपुर्वविद्धानकर्तव्याकदाचन ॥१॥
पळवेधोपीविप्रेंद्रसप्तम्याचाष्टमीत्यजत् ॥
सुरायाबिंदुनास्पृष्टंगंगांभःकळशयथा ॥२॥

અર્થ—જે દીવસ સંપુરણ અને રોહીણી નક્ષત્ર સહીત અષ્ટમી હોય અને વળી તેમાં નવમી મળેલી હોય, તેવી જન્માષ્ટમી પુરવ વિદ્ધા એટલે ઉદયાત વખત પળ માત્ર પણ સપ્તમી મળી હોય તો તે દહાડે જન્માષ્ટમી વ્રત ના કરવું. બીજે દીવસ ઉદયાત અષ્ટમી છે ને તે ઉપરાંત આખો દીવસ નવમી છે તો તે નવમીમાં જન્માષ્ટમી વરત કરવું ॥૧॥ હે બ્રાહ્મણ જે દીવસ સુર્યોદય સમે ૧ પળ સપ્તમી હોય તો તે દીવસ જન્માષ્ટમી વરતનો ત્યાગ કરવો, જેમ મ-

દિરા (દારૂ)નું એક ટીપું ગંગાજળના ઘડામાં પડે તો તે ઘડો અપવિત્ર થાય તેમ એ વરત અપવિત્ર જાણવું તેમજ રામ નવમીમાં પણ માત્ર અષ્ટમી આવે તો બીજે દીવસે દશમમાં વરત કરવું. પણ અષ્ટમી વિદ્ધા વરત ન કરવું વામન દવાદશ ઉદયાત કરવી. એકાદશી વિદ્ધા કરે તો દોષ લાગેછે, તેમજ નૃસિંહ ચતુર્દશીમાં તેરશનો વેદ આવે તો તે દીવસ વરત ન કરવું. એ રીતે ચાર જયંતી કરવી જોઈએ. તેને શવી ઉલટી રીતે કહે છે, અને તે વિશે અનેક વાદ કરે છે, તેથી સરવેનો પાખંડ વિશે પ્રયત્ન છે.

**શ્રીકૃષ્ણનું માહાત્મ અધિક છે. (૩૯)**

શ્રી કૃષ્ણ પુરણ ભગવાનછે એવું પ્રથમ સિધ કર્યુંછે વળી શ્રી ભાગવતના છઠ્ઠા સ્કંધના અધ્યાયનો ૯ મો તથા ૧૭ મો.

## श्लोक.

स्तेनःसुरायोमित्रधृग्ब्राह्महागुरुतल्पंग
स्त्रीराजपितृगोहंतायेचपातकीनोपरे ॥
सर्वेषामाप्यघवनामीदमेवसुनिष्कृतंनाम
व्याहरणंविष्णोर्यतस्ताद्विषयामति. ॥९॥
अज्ञानादथवाज्ञानादुत्तमश्लोकनामयत्॥
संकीर्तितमघंपुसांदहेदेधोयथानळ ॥१७॥

અર્થ—સુવર્ણાદિકની ચોરી કરી હોય, મદિરાપાન કર્યું હોય, મિત્રનો ઘાટ કર્યો હોય, બ્રહ્મ હત્યા કરી હોય; ગુરૂની સ્ત્રી સાથે વિષય સંગ કર્યો હોય, સ્ત્રી હત્યા કરી હોય, રાજાને માર્યો હોય, પીતાને માર્યો હોય, ગૌહત્યા કરી હોય એ આદિ લઈને બીજાં પાપ કર્યાં હોય, એવા સર્વ પાપને શુદ્ધ કરવાનો ઉપાય ભગવાન જે શ્રી કૃષ્ણ તેમના નામનું ઉચ્ચાર તથા શ્રી કૃષ્ણ વિશે મતિ એજ શ્રેષ્ટ પ્રાયશ્ચિતછે. ॥ ૯ ॥ અજ્ઞાનથી એટલે ભગવાનનું સ્વરૂપ જાણ્યા વિના અથવા જ્ઞાનથી જો ભગવાનનું નામ સ્મરણ કરે તો તેના સર્વ પાપ દુર કરે જેમ વૃદ્ધિ પામેલા અગ્નિપર જાણે અજાણે હાથ પડે તોપણ બાળેછે તેમ ॥ ૧૭ ॥ વળી શ્રી ભાગવત ૨ જા સ્કંધના ૧ લા અધ્યાયનો ૧૩ મો.

## श्लोक.

खडवांगोनामराजार्षिज्ञात्येयत्तामिहायुत्र ॥
महुर्तात्सर्वमुत्सुज्यगतवानभयंद्वारि ॥

અર્થ—સુર્ય વંસમાં રૂષિ ધર્મ પાળનારો એવો ખડવાંગ રાજા તે પોતાના આયુષની અવધી જાણીને અલ્પ કાળમાં એટલે એક મહુર્ત (૨ ઘડી)માં સર્વ સંસાર રાજ્યાસન આદિને ત્યાગ કરીને અભયના આપનાર એવા જે ભગવાન તેમના સ્વરૂપને જાણીને તેમને પામી ગયો. વળી વેશ્યા પોપટને ભણાવતી હતી તેણે પોપટને ભણાવવા વિશે ભગવાનનું નામ લીધું એટલામાં તે કૃતાર્થ થઇ એ

વાત પણ સઘળે પ્રસિદ્ધછે. એ રીતે પ્રભુનું મહાત્મ સર્વના કરતાં અધિક છે. વળી કાયા માયા, જીવ, દેવ, દેહ, ઇંદ્રિ તથા સર્વના કર્તાછે, સર્વની દેહના ચાલવાવાળાછે, કર્મ ફળના દાતાછે અષ્ટફળ સિધિ મુક્તીના આપવાવાળા પોતેજછે. કેવા પણ અધર્મિ પ્રાણી પોતાની શરણે આવે તેનાં પાપ સરવે દુર કરેછે. વગર સાધને ઉદ્ધાર કરેછે જેમ વ્રજનાં પશુ, પક્ષી, વૃક્ષ ગોપ, ગોપી એ સરવનો વગર સાધને ઉધાર કર્યો. એવા નિઃશાધન જીવના ઉધાર કરતા શ્રી ક્રશ્નજ છે. બીજા અવતાર જેટલા છે તેટલા મર્યાદામાં ચલાવવાવાળા છે તે જેટલું સાધન તેટલું ફળ આપેછે પણ શ્રી ક્રશ્ન તો સ્વતંત્ર કર્તાછે એ ઉપરાંત કોઇ બીજો પરબ્રહ્મ નથી એવું વેદશાસ્ત્ર સરવે કહે છે માટે એમનીજ ભક્તિ કરવાની કહી છે.

**સર્વથી પ્રભુમાં અધિક આનંદ છે. ( ૪૦ )**

શ્રી ભગવતના ૧૦ મા સ્કંધના ૮૯ મા અધ્યાયના ૧૯ મા શ્લોકમાં સુકદેવજી પરીક્ષતને કહે છે,

## श्लोक.

सरस्यत्यास्तटेराजन्नृषः सत्रमासते ॥

वित्तर्कः समभूत्तेषात्रिस्वधीशेषुकोमहान् ॥

અર્થ—હે રાજા એકસમે સરશ્વતીના તટ વિશે સરવે રૂષી એકઠા થયા હતા ત્યાં વિચાર કર્યો કે વેદશાસ્ત્ર અવલોકન કરતાં ત્રણ દેવ મોટા કહ્યા છે. પરંતુ એ ત્રણમાં મોટો કોણછે તે વિશે આશંકા

થાય છે ॥૧॥ બધા રૂષીઓને તે જાણવાની ઈચ્છાને લીધે બ્ર-
હ્માના માનશી પુત્ર સર્વ રૂઠીમાં મોટા અને ભગવદ અંશ એવા ભ્ર-
ગુ રૂષીને પરિક્ષા કરવા મોકલ્યા તે ભ્રગુ રૂષી પ્રથમ પરિક્ષા કરવા
સારૂ બ્રહ્માની સભામાં ગયા, ત્યાં જઇ તેમને નમસ્કાર કે સ્તુતી ક
ર્યા વગર પરિક્ષા જોવાને ઉભા રહ્યા. બ્રહ્માજી રજો ગુણી છે. તે-
મને એટલામાં ક્રોધ ચઢ્યો ને ભ્રગુ રૂષીને શાપ દેવાની તઇયારી
કરી તે જોઇને એ રૂષી ત્યાંથી નીકળી કૈલાસમાં શીવજી પાસે ગ-
યા તેમને જોઇને શીવજી પોતાના ભાઇ જાણીને હર્ષ કરીને આસ-
ન પરથી ઉઠીને મળવા સારૂ સામા આવ્યા અને આલિંગન કર-
વાની ઇચ્છા કરી તે આલિંગનની ઇચ્છા ન રાખતાં ભ્રગુ રૂષીએ
તેમને કહ્યું કે તમે કુમારગે ચાલો છો વાસ્તે મને અડશો નહી તે
સાંભળતાં માત્રમાં શીવજી તમો ગુણી છે માટે તેમને ક્રોધ ચઢ્યો,
અને ત્રિશુળ લઇને એ રૂષીનું શીશ છેદવાની તઇયારી કરી, ને નેત્ર
લાલ કર્યાં તે જોઇને ત્યાંથી નિકળીને એ રૂષી જે ઠેકાણે જનાર-
દન જે શ્રી કૃષ્ણ ભગવાન બીરાજે છે તે વૈકુંઠમાં ગયા ત્યાં ભગવા-
ન.શ્રીલક્ષ્મીજીના ખોળામાં પોઢેલા હતા તે જોઇ ભ્રગુ રૂષીએ ક્રોધે
કરીને ભગવાનના-હૃદયમાં લાત મારી તે થકી સદ જે ભક્ત તેમ-
ને ગતી આપનાર એવા ભગવાન સત્ય ગુણી છે તેમણે શ્રી લક્ષ-
મીજી સહિત ઉઠીને એ રૂષીને નમસ્કાર કર્યો ને એ રૂષીનો અપરા
ધ ન જણાવતાં ઉલટો પોતાનો દોષ જણાવી રૂષીના વખાણ કરી-
ને કહ્યું કે હે રૂષીઓમાં શ્રેષ્ઠ આ મારા આસન વિશે એક ક્ષણ-
ભર બેસો. ને તમને આવ્યા જાણ્યા નહોતા માટે હે પ્રભુ ક્ષમા

કરો. મારૂં હૃદય ઘણું કઠોર છે ને આપના ચરણ કોમળ તેથી તમને દુખ થયું હશે, એમ શ્રી મુખથી કહી પોતે ભ્રગુરૂષીના ચરણ શ્રી હસ્તકમા લઈ ચાંપવા લાગ્યા.

આ ઉપરથી એ સિધ થયુ જે દેવતા ભગવાનની વિભુતી છે. પરંતુ ગુણ પ્રધાન છે. માયાના ત્રણ ગુણ યુક્ત અંતઃકરણ છે એ દેવોને મોહ, શોક દુખ એ સરવે પ્રાકૃતિના વશથી થાય છે. ને અક્ષર બ્રહ્મ છે તેનો આનંદ તો વેદમાં પણ ગણેલોછે તે વિશે વેદની તેતરીય શૃતીમાં કહ્યુંછે તે.

## શ્રુતી.

शतभृन्यंतामुक्तिगाउत्तरोसर्वैर्गुणैः

शतगुणामोदंता ॥ इति.

અર્થ—આ શ્રૃતિમાં કહ્યું જે બ્રહ્મા પર્યંત મુક્તિએ જનાર છે તે સરવ ગુણે કરીને યુક્ત છે ને ઉતરોતર સો સો આનંદવાળા છે. આ રીતે શિવ બ્રહ્મા સારવનું સુખ ગણ્યું છે ને તે કરતાં સો ઘણું સુખ અક્ષર બ્રહ્મમાછે. જ્ઞાનીની મુક્તિ અક્ષર બ્રહ્મમાં થાય છે ને ભગવાન છે તેતો અક્ષર બ્રહ્મથી પણ પર છે.

### શાસ્ત્ર માનવા વિશે. (૪૧)

ગીતાજીના બીજા અધ્યાયના ૪૬ મા શ્લોકમાં ભગવાને અરજુનને કહ્યુ છે કે હે અરજુન વેદનાં ફળ છે તે ત્રણ ગુણને આપનારાં છે માટે તે ફળની તું ઇચ્છા રાખીશ નહી. તુતો એક

નિરગુણ ફળની ઇચ્છા રાખ ને નિરગુણ થા અને નિરગુણ થવાનો ઉપાય ભગવાને ગીતાના તેરમા અધ્યાયમાં અરજુન પ્રત્યે કહ્યું છે કે અન્ય ભકતીથી જે પુરૂષ મારૂ શેવન કરેછે તે જીવ નિરગુણ થાયછે. ને બ્રહ્મ રૂપ થઇને મને પામેછે. એ રીતે નિરગુણ થવાનો ઉપાય પોતાનું શેવન બતાવ્યું અને એ વગર બીજા વેદના કર્મને શાત્વીક, રાજસને તામસ ગુણ સહીત બતાવ્યાં એ રીતે વેદના ચાર પ્રકારના ભેદ બતાવેલા છે, અને વેદનો અર્થ પુરાણ તથા સ્મૃતિઓમાં છે માટે વેદ સ્મૃતિઓ અને પુરાણ સર્વે ચાર ચાર પ્રકારનાં છે તે વાત પદમ પુરાણના ઉત્તર ખંડના ચોવીસમા અધ્યાયમાં શિવજીએ પારવતીને કહ્યુ છે કે મછ પુરાણ, કુર્મ પુરાણ, લીંગ પુરાણ, શિવ પુરાણ, સ્કાંદ પુરાણ અને અગ્ની પુરાણ એ છ પુરાણ તામસ ગુણનાં જાણવાં.

વિશ્નુ પુરાણ, નારદ પુરાણ, ભાગવત પુરાણ, ગરૂડ પુરાણ, પદમ પુરાણ, અને વરાહ પુરાણ એ છ પુરાણ સાત્વીક ગુણનાં વર્ણનનાં સમજવાં.

• માર્કંડ પુરાણ, બ્રહ્માંડ પુરાણ, બ્રહ્મ વૈવરત પુરાણ, ભવિસ્ય પુરાણ, વામન પુરાણ, અને બ્રહ્મ પુરાણ એ છ પુરાણ રાજસ ગુણનાં જાણવાં અને સ્મૃતીઓના કેહેનાર ઋષીઓ પણ ત્રણ ગુણ સહિત છે હવે એ પુરાણોથી ફળ પ્રાપ્તિ કહે છે.

સાત્વિક પુરાણોમાં જે સાધન કહેલાં છે તે સાધનથી જીવને મોક્ષ થાય છે. એ સાત્વિક પુરાણોના માંહે નિરગુણ સાધન ભગવાને કહેલું છે. માટે નિરગુણને અહિંયાં જુદુ ગણાવેલું નથી

અને રાજશી ગુણના પુરાણોથી જીવને સ્વર્ગાદિક સ્થાનો પ્રાપ્તી થા-
ય છે. અને (૪) પુરાણ જે તામશી છે તેના સાધનથી જીવોને
પાતાલાદિક નિચેના લોકની પ્રાપ્તી થાયછે. તે લોક અધરમ કરે તો
તેઓને નરકની પ્રાપ્તી થાયછે. એ રીતે અરાડ પુરાણ તથા સ્મૃતિ-
ઓનું ફળ કહ્યું છે, માટે એક એક પુરાણના વચનમાં ત્રણ ત્રણ
ગુણના સાધનનું વર્ણન કરેલુંછે માટે એક એક પુરાણના વચનમાં
ત્રણ ત્રણ ભેદ છે. જેમ શિવ પુરાણ તામશી છે તેમાં પણ ભ-
ગવાનની અધિકતા કહેલી છે માટે તેમાં પણ સાત્વીક સાધન છે.
પણ તામસ ગુણના સાધન વિશેષ કહેલાંછે. માટે તે પુરાણ તા-
મશ ગુણનું કેહેવાય છે તેમ ભાગવત સાત્વિક ગુણનું કહ્યું છે, પણ
તેમાં ત્રણ ગુણના સાધનનું વર્ણન કરેલું છે પણ વિશેષ તેમ
ભગવાનની ભક્તિ કહી છે માટે એ પુરાણ સાત્વિક કહેવાય છે ને
સમાધી બાપામાં સાત્વિક સાધનનું વર્ણન કહેલું છે માટે સમાધી
બાપાને વિશેષતા કહીછે. ભગવાનના ભંડારમાં સરવે વસ્તુછે તેમાં
જે વસ્તુનું જેને ખપ હોય તે લે તેમ શાસ્ત્ર સરવ તરેહના ભંડારનું
ફળછે. જેના મરણ જે સ્થાનમાં જવાની હોય તેણે તે સ્થાનમાં જ-
વાનું સાધન પકડી લેવું. સરવ જીવની સરવ ઇચ્છા પુર્ણ કરવા સારૂ
ભગવાને શાસ્ત્ર ચાર પ્રકારનું રચ્યુંછે. તેથી શાસ્ત્રમાં જેટલાં વચનછે
તે ખરાં છે. પણ તે સરવ વચન જુદા જુદા મારગનું ફળ પામવા
સારૂ કહેલાં છે. પાંચ આચાર્યોમાં સંકરાચાર્યજીએ કૈલાશમાં જવાનો
રસ્તો પકડ્યો છે. અને રામાનુંજ તથા માધવાચાર્ય તથા નીંબાર-
કાચાર્ય શ્રી રામચંદ્રજી તથા નરસિંહજી તથા નારાયણ એ હરીના

અંશાવતારની ઉપાસના પોતાના સંપ્રદાયમાં ચલવેલી છે. તેથી તેણે વિશ્નુના વૈકુંઠમાં જવાનો મારગ પકડેલો છે. ને શ્રી વલભાચાર્ય પુરણ બ્રહ્મની શેવન ભજવાનો નિરગુણ મારગ પાડેલો છે. માટે એ સરવના ગ્રંથ જુદા જુદા છે.

## પાખંડીના સ્વરૂપ વિશે. (૪૨)

શાસ્ત્રમાં કહ્યું છે જે કળજુગમાં પાખંડી માર્ગ ઘણા ચાલશે. તથા પાખંડીનું સ્વરૂપ પણ શાસ્ત્રમાં કહ્યું છે. પાખંડી લોકોનું સ્વરૂપ ભાગવતના દ્વાદશ સ્કંધના ત્રીજા અધ્યાયના ૪૩ મા શ્લોકમાં કહ્યુંછે કે હે રાજા પરિક્ષત કળજુગમાં જગતના ગુરૂ અને ત્રણ લોકના નાથ ભગવાન તેના ચરણારવિંદનો નમન કરશે નહી. ભગવાનનું શેવન પણ લોકો કરશે નહી. કારણ કે તેનું મન પાખંડે કરીને હરીની શેવાથી દુર થશે. અને બીજા સાધન તેને કરવાનું સુજ પડશે. એ રીતે પાખંડી લોક હરીના શેવનની નિંદા કરશે, ને હરીના શેવનને મૂર્તિ પુજન કરીને માનશે અને કેવળ મુર્તિ પુજન જાણનારને નરકની પ્રાપ્તી કહેછે. વળી પાખંડી લોકોનું સ્વરૂપ સ્કંધ પુરાણમાં કહ્યુંછે કે ભગતી મારગ ચલાવનાર જે સંપ્રદાઈ ગુરૂ તેના વચન પ્રમાણે જે જીવ ક્રીયાએ કરીને તથા મને કરીને તથા વાણીએ કરીને એક શ્રી કૃશ્નને શેવેછે તે જીવને ભગવાનના ભક્ત જાણવા. કળજુગના જીવ ના સમજવા. વળી કહ્યું છે કે જે જીવ હરીનો આશરો કરતા નથી તે જીવને કળજુગના તથા પાખંડી જાણવા. એ રીતે સ્કંધ પુરાણમાં કહ્યુંછે વળી પદમ પુરાણમાં

એજ રીતે કહ્યું છે કે જે જીવ વિષ્ણુ ભક્તના દ્વેષી છે ને જે જીવ ભક્તિ માર્ગનો આશરો કરતા નથી ને ભગવાનની ભક્તિ મુકીને બીજા સાધનને ઉત્તમ માનેછે એવા પાખંડ સહીત તે જીવછે તેને શાસ્ત્રમાં પાખંડી કહેલા છે એ રીતે પારાશર સ્મૃતિમાં કહેલું છે, કે જે બ્રાહ્મણ ભગવાનનો ભક્ત નથી અને ભક્તિ વગર બીજા સર્વ ધર્મ કરીને સહિતછે તોપણ તેને પાખંડી જાણવો તેના પાસે શ્રાધાદિક કશું પણ કર્મ કરાવવું નહી એ રીતે વિષ્ણુ પુરાણમાં કહ્યું છે. કે અભક્તનું પંડીતપણું સર્વ શાસ્ત્ર સહિતછે તોપણ તેનાં વચન સાંભળવાં તથા વાંચવાં નહી કારણ કે જેવું કુતરાના છાણ-માં પવિત્ર અન્ન પડેલું હોય છે તે અન્ન જેમ અપવિત્ર છે ને લેવા યોગ નથી તેમ તે અભક્તનાં વચન લેવા લાયક નથી. વળી વશીષ્ટ સ્મૃતિમાં કહ્યું છે કે ભગવાનના સેવનનું ઉદ્દેશ જેમાં નથી એવાં જે કર્મ કરેછે તે પુરૂષને પાખંડી જાણવો. અને સર્વ વેદનાં કર્મ કરાવવાને તેને અજોગ્ય જાણવો. વેદમાં તથા સ્મૃતિઓમાં જે ધર્મ આચરણ કરવાનું કહ્યું છે તે ધર્મ જે આચરણ કરતો નથી તેને કર્મ રહિત જાણવો. અને અજોગ્ય જાણવો. જે વેદના અર્થને ખોટા કરીને જાણે છે અને ધર્મ તથા અધર્મનો જે પુરૂષ વિવેક જાણતો નથી અને પરલોકમાં શી ગતી થશે એ વિચાર જે પુરૂષ જાણતો નથી તેને નાસ્તીક જાણવો. એ રીતે પુરાણોમાં, સ્મૃતિઓમાં અને વેદમાં ઠામ ઠામ અભક્તને પાખંડી કહેલાછે. અને વેદના કર્મ કરવામાં અજોગ્ય તથા તેમની વાણી અપવિત્ર કહેલીછે, તેનું કારણ એછે જે સરવ જીવ ભગવાનથી પેદા થયેલા

છે તેથી ભગવાન સરવ જીવના પીતાછે. અને વરશાં વસંતાદિક રતુએ કરીને સરવ અન્નને નિપજાવીને આ જીવનું પાલણ કરેછે માટે તે સ્વામીછે, વળી દેહની માંહે અઠાવીશ તત્વ રૂપે કરીને ભગવાન અંશે કરીને રહેલા છે તેથી આ દેહ હાલી ચાલી શકેછે ને સરવ કામ કરવાનું ગ્નાન ભગવાન આપેછે. માટે સરવ જીવના ઉપકાર કરતા ભગવાનછે, તેથી ભગવાન પીતાછે અને જીવ પુત્ર છે માટે બાપની ચાકરી કરવી એજ પુત્રનો ધર્મછે માટે ભગવાનની શેવા હમેશાં કરવી. વળી જે શાસ્ત્રમાં કહ્યુંછે તે ખરી વાત છે એવું માહા પ્રભુજીએ પણ કહેલુંછે. આપણી નજરે પણ આવેછે. ભગવાનને માનતા નથી એવા પાખંડી ઘણાછે તથા ભગવાનના ભક્ત થોડાછે ને વળી હિંદુઓ અસુરના ધર્મનું આચરણ કરેછે તે કેવી વાત છે પરમેશ્વરની મરજી આ ધર્મથી આચરણ કરાવવાની છે માટે તેણે આ હિંદુમાં જન્મ આપ્યો છે તેથી બીજા ધર્મનું આચરણ કરવું નહી વળી ગીતાજીમાં કહેલું છે કે પર ધરમ છે તે ભયને આપનારૂં છે માટે તે પર ધર્મ આચરણ કરવાથી તે જીવને કદી સુખ નહી થાય માટે એક શ્રી કૃષ્ણ તેમનીજ સેવા કરવી.

### કળિયુગના સ્વરૂપ વિશે. (૪૩)

બ્રહ્મવૈવરત પુરાણમાં કહ્યુ છે કે જેવા જવનો આકાર છે તેવો કળજુગનો આકારછે જવના પહેલા ભાગમાં અન્ન નથી વચેના ભાગમાં અંન છે અને છેહલે લાંબુ પુંછડું છે તે સુકું એવો કળજુગછે. કળજુગના દશ હજાર વાહાંસુધી જવ કહેવાય છે, ત્યાર પછી બીજાં બધાં વરસ સુકા પુંછડાંમાં ગણાયછે, ને થોડો

અન્નનો ભાગ જવના પેહેલા ભાગમાં તથા છેડાના ભાગમાં છે અને અન્નનો ઘણો ભાગ જવના મધ્ય ભાગમાં છે અને પુંછડું તો કેવળ અન્ન વગરેનું છે કળજુગનાં પાંચ હજાર વરસ જાય ત્યાં સુધી જવનો મધ્ય ભાગ કહેવાય. તો પાંચ હજાર વરસમાં ધરમ તપ ભગવાનની ભક્તિમાં વધારો થશે. ને પાંચ હજાર વરસ પછી દસ હજાર વરસ સુધી ધીરે ધીરે ધરમ તથા ભગવાનની ભક્તીનો ઘટારો થશે કેમ જે દસ હજાર વરસ સુધી જવનો છેડો છે. દશ હજાર વરસ પછી ધરમ તથા ભગવાનની ભક્તિનો નાશ થશે. કેમ જે પછી કળીજુગનું સુકુ પુંછડુ છે એજ રીતે કળજુગનું સ્વરૂપ શાસ્ત્રમાં કહી ગયા છે. કળજુગના મધ્ય ભાગમાં સરવે આચાર્યો પ્રગટ થયા છે અને ભગવાનના અનુભવીક ભક્ત પણ એટલામાંજ થયા છે, કળજુગ બેસતાં થયા નથી.

## આચાર્યોનાં પ્રગટ વિશે (૪૪.)

ભાગવતના એકાદશ સ્કંધના પાંચમાં અધ્યાયમાં ચાર જુગના ધર્મના પ્રસંગમાં કહ્યુ છે કે કળીજુગમાં મોટા પુરૂષ પ્રગટ થશે. તે સ્લોકનો અર્થ—નવ યોગેશ્વરે જનક રાજાને કહ્યુછે કે હે રાજા સતજુગ, ત્રેતાજુગ, દ્વાપરજુગ એ ત્રણે જુગની પ્રજા કળજુગમાં જન્મ લેવાની ઇચ્છા રાખેછે. કારણ કે કળજુગમાં નિશ્ચેકરીને ભગવાનના મોટા ભક્ત પ્રગટ થશે. તેના સંગથી બીજા ઘણા જીવો ભગવાનની શરણ પામશે. તે મોટા પુરૂષો કયા દેશમાં પેદા થશે તે કહ્યુછે જે તે મોટા પુરૂષો માહારાષ્ટ્રમાં તો કોઈ કોઈ પેદા થશે. પણ દ્રવીડમાં તો ઘણા થશે. અને ઘણું કરીને તે

ભગવાનના ભક્ત થશે. જેના અંતઃકરણ એક શ્રી ભગવાનની ભક્તિ ઉપરજ લાગશે. એ રીતે બ્રહ્મવૈવરત પુરાણમાં સુચવણી આપીછે ને ભાગવતમાં દેશની સુચવણી આપીછે, તેથી ભક્તી મારગી આચાર્યોનું જન્મ દ્રેવીડમાંજ થાય છે, અને તે આચાર્યો એ ભગવાનનો ભક્તી મારગ ચલાવેલો છે; માટે જગત પ્રસિદ્ધ ભક્તી મારગના ચલાવનાર એ ચાર આચાર્યોજ કહેવાયછે તેનાં નામ પદમ પુરાણમાં કહ્યાંછે કે જ્યારે ભક્તી મારગી સૃષ્ટી ઘટવા માંડેછે. ત્યારે અંશ સહિત ભગવાન એવા જે વીશ્ણું તે પોતે પોતાની આત્માને પ્રગટ કરેછે એટલે અવતાર ધારણ કરેછે. તેનો આશ્રય કરીને સર્વ જીવો પાછા ભગવાનના ભક્ત થાયછે કારણ કે જેમ ઘાણી બેલ પોતાના હાંકનારના પ્રમાણે ચાલે છે તેમ સર્વ ભક્તી મારગી જીવો પાછા આચાર્યના કહ્યા પ્રમાણે ચાલવા માંડેછે. એજ રીતે ગીતાજીના બીજા અધ્યાયમાં કહ્યુ છે કે હે અરજુન જ્યારે જ્યારે ધર્મનો નાશ થવા માંડે છે, અને અધર્મની વ્રધી થવા માંડેછે ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરશું વળી પદમ પુરાણમાં કહ્યુછે કે ભક્તીમાર્ગ સંપ્રદાય વગરના જે જીવોછે તેને ભગવતમંત્ર સંપ્રદાયના ઉપદેશ વગર નિસ્ફળ થશે એટલાસારૂ કળજુગમાં ચાર સંપ્રદાયના આચાર્યો પ્રગટ થશે, એવું ઘણા પુરાણોમાં કહ્યું છે.

### સમરપણા વિશે. (૪૫)

સમરપણ એટલે તુળશી લેવી એ ઘણું ઉત્તમ કામછે. સમરપણ લીધા પછી જીવને ભગવાનની શેવા કરવાનો અધીકાર થાય છે, તથા જીવના સર્વ દોષની નીરવતી પણ થાય છે. સમરપણને

બ્રહ્મ સંબંધ પણ કહેછે. બ્રહ્મ સંબંધ એટલે ભગવાનની સાથે જો- ડાવવું. કેટલાક લોક બ્રહ્મ સંબંધ લેછે અને પછી કહેછે કે હવેતો અમે ચોખ્ખા થયા, હવે અમારે કાંઈ કરવાની જરૂર નથી. એમ કરીને માયામાંને માયામા ભરમાયછે, તથા ભગવાનનું સેવન કર- વાની ઇચ્છા રાખતા નથી. પણ એમ નથી સમજતા કે આપણે તુળશી લેતી વખત શું કબુલ કર્યું છે. તુળશી લે છે તે વખત ગુરૂ- જી તે માણસની પાસે કહેવરાવેછે કે હે શ્રી કૃષ્ણ ભગવાન આજથી મેં તન, મન, ધન, સ્ત્રી પુત્ર ઇત્યાદિ સરવ તમને અર્પણ કરીને તમારો દાસ થયોછું. આવી રીતે તે ભગવાનની સાથે કોલ કરાર કર્યા છતાં પાછો આતો મારી સ્ત્રી મારો પઇશો એમ હમેશને વાસ્તે કર્યા કરેછે પણ ભગવાનના કામમાં તો એક પઇ સરખી વાપરતો નથી. તેથી શું ભગવાન તેના પર પ્રસંન થાય? જે પ્રમાણે કોલ કરાર કર્યા તે પ્રમાણે વરતે તો બેશક ભગવાન તેને પોતાનો અનુભવ જણાવે.

સમરપણું લીધાથી ધર્મ બરોબર સચવાય છે, તથા પવિત્ર પણું પણ બરોબર રહેછે બ્રાહ્મણે તો સન્યાસ અવશ્ય લેવું કારણ કે બીજા શુદ્ર આદિ જમવાને બેસેછે ત્યારે તે શુદ્રને પીરશીને પછી બ્રાહ્મણને પીરસે છે તથા ઝારીવતી પાણી પાઇને બ્રાહ્મણને પાય છે, એ મોટો ધરમ વિરોધ છે. શુદ્ર ગમે તેમ સમરપણ લઇને સો- બાઈ પાળે પણ બ્રાહ્મણની તોલ ના આવે કારણ કે લેઢાની તર- વારને પારસમણી ઘશીએ તો તે સોનાની બને ખરી પણ લાંબી ટુંકી થાય નહી તથા ધારમાં પણ ફેર પડે નહી. કેટલાક સમરપણી એકઠા થઇને લોકોની નિંદા તથા પારકી સ્ત્રીઓની ઉપર કુડી દ્રષ્ટી

કરેછે એ એક ઘણી દીલગીરીની વાતછે. સમરપણીએ તો કોઇથી કપટ તથા જુઠ્ઠુ કદાપીએ બોલવું નહી. તથા ક્ષમા સંતોષ તથા દુનીઆમાં સમ દ્રષ્ટીએ વરતવું એજ ઉત્તમ પક્ષ છે. તથા શ્રી હરીની શેવા તો શીરસાટે પણ મુકવી નહી.

## પ્રભુની પ્રસનતા મેળવવાનો ઉપાય. (૪૬)

જેને ભગવાનને પ્રસંન કરવા હોય તેઓએ અવશ્ય કરીને નિચે પ્રમાણે વર્તવું.

આ મનુષ્ય અવતાર દેવને દુરલભ છે. તેવો મોંઘો દેહ ભગવાને આપણને આપ્યો છે તેથી તેને એળે ગમાવવો નહી પણ ભગવત મારગે વાપરવો. નવધા ભક્તી તો સૌ સાધનની મણી છે પણ પ્રેમ લક્ષણા (જેવી ગોપીકાએ કરી) ભક્તિ તે સર્વોપરી કહેવાય છે. તેતો જ્યારે આપણા ગુરૂ પ્રસંન્ન થાય ત્યારેજ પમાયછે. તે ભક્તિનું લક્ષણ હું નિચે પ્રમાણે બતાવુંછું. હસ્ત (હાથ) વડે શ્રી કૃશ્નની શેવા કરવી; પગને ભગવાનના મંદીરમાં દરશન લેવાને દોડાવવા, નેત્રે નટવરનું રૂપ નીરખવું, કાનના ખાડા ભગવાનની કથામૃતે પુરવા નાકવડે ભગવાનની પ્રસાદી (ફુલ, માળા, તુળશી) સુંઘવી, રસના (જીભ) એ ભગવાનના ગુણ ગાવા તથા નામ લેવું, ચીતમાં સુંદીર શામનું ચિંતન કરવું, તથા સર્વાંગે પ્રભુને દંડ પ્રણામ કરવા, તથા આત્મ નિવેદન (બ્રહ્મ સબંધ) કરીને ભગવાનનાપર તન મન ધન વારી રાખીને દાસત્વ રાખવું.

ભગવદીને બંધુ સરખા જાણવા, સર્વ પ્રાણીપર દયા રાખવી, પરોપકારપર પ્રીત ઝાઝી રાખવી, કદાપી કોઇનું મન દુખાવવું નહી, માન અપમાન હાની વૃદ્ધી સમ પ્રમાણીએ, જે નીપજે તે હરીની

ઈચ્છા ધારીએ; તથા અંતઃકરણ સ્વચ્છ રાખીને સાચુ બોલીએ. ભગવાન શીવાય બીજી કશી વસ્તુમાં મન ડોલાવીએ નહી, પારકુ સુખ દેખી મનમાં દુખ નવ ધરાએ; દીનતા રાખી પોતાનાં વખાણ ન કરવાં, તથા કામ ક્રોધ, લોભ, મોહ મત્સર ઇત્યાદિ શત્રુનો નાશ કરવો. તથા પ્રભુની પ્રસાદી ખાન પાનમાં લાવવી. માયામાં ઈંદ્રિઓને દોડાવવી નહી. એ રીતે ભગવાનની ભક્તિ જ્યારે કરીએ ત્યારે ભગવાન આપણાપર પ્રસંન્ન થઇને ભવસાગરમાંથી થોડી વારમાં તારી લે માટે ઉપર પ્રમાણે શ્રી કૃષ્ન ભક્તિ સદા કરવી.

## અપરાધ ક્ષમા કરવા વિશે. (૪૭)

હે ગુરૂ ગોપીજન વલ્લભ, પ્રાણજીવન, હું તમારા ચરણની સેવા કરવા ઈચ્છુછું, હું કોટી કલ્પનો અપરાધી શરણ પડ્યો છું વાસ્તે મને કૃપા કરીને તારશો.

હું કામી, ક્રોધી, લોભી, ગરવિષ્ટ મત્સર ભરેલો, દુષ્ટ દુર્મતિ, દુઃસંગી, ચોર, મધુપાની, બ્રહ્મહત્યારો. નિરદય, ખળ પાખંડી, જુઠો, મીત્રદ્રોહી, કટુ ભાષણ કર્તા સાધુને પીડા કરી, દુરવ્યસની, તથા અવિદ્યાનો ભરેલો છું. મેં કદી સાધુને સંતોષ્યા નથી, સ્મરણ, પુજન, વંદન, દાસત્વ, તથા તમારા ચરણ કમળને વીષે કદી ચિતવ્યું નથી. પ્રેમ લક્ષણા ભક્તિ તો સ્વપ્નામાંએ દીઠી નથી. પરોપકાર કોઇ દીન કીધો નથી તથા પરનિંદા, પર પતનીમાં મન દીધુ છે. વર્ણાશ્રમના ધર્મ મેં પાળ્યા નથી. હરી ભક્તોને કદી મેં શીશ નામ્યું નથી. નીચની મેં ગુલામી કરીછે, અસમરપતિ વસ્તુઓનો ઉપયોગ કર્યો છે, માટે હે પ્રભુ મારા જેવો દુષ્ટ દુનીઆમાં પણ નથી. એવા રીતના મેં નાના પ્રકારના તમારા દોષ કરેલાછે. જપ, તપ, તીરથ, સુદાન, વીવેક, સતસંગ, તથા જ્ઞાનમાં તો સમજતોજ

નથી. ગંગા આદીકમાં નાહ્યો નથી, તથા પુસ્કર, ગોકુળ, દ્વારકાં, વંદ્રાવન, શ્રીનાથજી. જંગનનાથ, આદી એકે ક્ષેત્રની યાત્રા કરી નથી. નિયમ યોગ. બ્રહ્મભોજન કરચાં નથી તથા પીત્રુ શ્રાધ સારચાં નથી. પરદુવ્ય દેખીને દીલમાં દાઝચો નથી એવા હું કંટક હરામી હગછું, હે પ્રભુ તારી સેવતો કદીએ પણ કીધી નથી એવી રીતે મેં અપરાધ ઘણાજ કરેલાછે. મારા અપરાધનો છેડો નથી, જો પ્રભુ તારા ગુણનો છેડો હોય તો મારા અવગુણનો છેડો આવે. માટે હે દયાળ દયાના સિંધુ કરૂણાનિધી કૃશ્ન મારા દોષ સામું જોશો તો મારૂં કાંઈ કાળે પણ ઠેકાણું પડવાનું નથી. હું ધન, પુત્ર, તણા મુક્તિ માગતો નથી. પણ એક હમેશને વાસ્તે તમારી ભક્તિ માગુછું તે તમો કૃપા કરીને આપશો. ઉપર પ્રમાણે જે કોઇ ભગવાનની સાનીધાન ખરા ભાવથી ભણશે તો તેના સરવ દોષની નિવૃતિ કરીને ભગવાન તેનાપર રાજી રેહેશે. માટે સરવ પ્રકારે ભગવાનની ભક્તિ કરવી.

## ચાર જાતના ધર્મ. (૪૮)

બ્રાહ્મણના ધર્મ ભાગવત એકાદશ સ્કંધના સતરમા અધ્યાયમાં કહ્યુ છે કે શમ, દમ, તપ સૌચ, સંતોષ, શાંતીતેઅરજવ, ભગવાનની ભક્તિ, ધ્યાન તથા સત્ય એટલા ધરમ બ્રાહ્મણમાં જોઇએ.

ક્ષત્રીઓના ધરમ—લક્ષણ, તેજ, બળ, ધૈર્ય, શૌર્ય, તિતાક્ષા; અઉદાર્ય, ઉદ્યોગ, સ્થારય, બ્રાહ્મણ સેવા.

વઇશ્યના ધરમ—આરીતક, બુદ્ધિ, દાન, નિષ્ટા, અગર્વ, બ્રાહ્મણસેવા, દ્રવ્ય વિશે અસંતોષ.

શુદ્રનાં લક્ષણ—ગાય; બ્રાહ્મણ દેવની સેવા, અનયસે પ્રાપ્ત થાય તેટલામાં સંતોષ એટલા ધરમ શુદ્રમાં જોઇએ.

# ૫૬

## રાગ—સિંધ ભેરવી.

ભજ ભજ નંદનો લાલ હો પ્યારા પ્રાણી,
ભજ ભજ નંદનો લાલ; ટેક.
સરવ દેવનો દેવ છે પોતે,
શ્રી ગોરધનના ગોપાલરે, હો પ્યારા૦ ૧
જનમ મરણનો ભય જાય ભાગી,
સતને રસ્તે તું ચાલરે. હો પ્યારા૦ ૨.
સુખ સંપતી પડી રહેશે સઉ,
મરી જાવું આજ કાલરે. હો પ્યારા૦ ૩
અંત સમે પસ્તાવો થાશે;
જમડા તોડશે જ્યારે ખાલરે હો પ્યારા૦ ૪
શ્રી કૃશ્નની ભક્તી કરેથી,
દુખ રહે નહી વાલરે. હો પ્યારા૦ ૫
વેદ પોકારી પોકારી રહે છે,
ભજી લે ગીરધર લાલરે; હો પ્યારા૦ ૬
જેણે જગજીવનનું સેવન કીધું,
કેશવ તેજે હલાલરે; હો પ્યારા૦ ૭

આ પુસ્તક અમદાવાદમાં ભાઉટનની

હવેલીમાં જગજીવન દલપતની

દુકાનેથી મળશે.